અથ શ્રી

# અભિમન્યુનો ચકાવો.

( કડવાં ૬૫ નો )

રચનાર.

વ્યાસજી વલ્લભરામ સુરજરામ

ના શિષ્ય

વ્યાસજી મગનલાલ દયારામ પંડ્યા.

રાયપુર કાપડીવાડ—અમદાવાદ.



છાપી પ્રસિદ્ધ કર્તા.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૧૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.



અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમા પ્રસિદ્ધ કર્તાએ પોતાના " [illegible] " પ્રેસમાં છાપ્યો

આવૃત્તિ ૩ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

કીંમત રૂ. ૦-૮-૦

અથ શ્રી

# અભિમન્યુનો ચકાવો.

## કડવું ૧ લું—રાગ આશાવરી.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચકાવાનો મહીમાય. ૧ અરજુન કૃષ્ણુ બે ગયા પાતાળે, મારવા તાડુકી દહીત; પૃથ્વીમાં રહ્યા કૌરવ પાંડવ, સૌ સૌની સેન્યા સહીત. ૨ તંબુમાં આવી છત્રપતિ કહે, સુણો ગુરૂ મહારાજ; અરજુનજી ગયો પાતાળમાં તે, લાગ મળ્યો ઠીક આજ. ૩ પારથ વિના જો કદી સ્થંભે, યુદ્ધનો આરંભ થાય; જીતે એવો કોઇ નથી માટે, પાંડવ સેન્ય હણાય. ૪ તે માટે ગુરૂ કાલ સવારે, યુદ્ધનો કરો આરંભ; ગુરૂ કહે કોટી બ્રહ્માંડ કાળે, ચડું નહિ રણસ્થંભ. ૫ પ્રતિજ્ઞા સ્થંભ કેરી લીધી છે, મેં તો આપો આપ; પારથ વિણ યુદ્ધ સ્થંભે કરૂં, લાગે બ્રહ્મહત્યાદિક પાપ. ૬ દુર્યોધન કહે પાપ બધુંએ લઉં હું મારે માથે; લાગ ફરીથી નહીં મળે આવો, શત્રુ હણો તમ હાથે. ૭ દ્રોણ કહે તું મથી મરે સ્થંભે, મામલો નહીં મચાવું; તેમ છતાં હોય મરજી તારી તો, કોઠા યુદ્ધ રચાવુ. ૮ છત્રપતિ કહે કેવું કોઠા યુદ્ધ, પહેલું મને સમજાવો; દ્રોણ કહે એક સાત કોઠાનો, રચવો ગઢ ચકાવો. ૯ પહેલો કોઠો પાષાણનો, બીજો વજ્ર તણો ઉર આણો; ત્રીજો ત્રાંબાનો ચોથો ચાંદીનો, પાંચમો કનક પ્રમાણો. ૧૦ છઠો કોઠો સપ્ત ધાતુનો, સાતમો છાણ માટીનો; ગઢ ચકાવો એ સાત કોઠાનો, યુદ્ધમાં ખરી આંટીનો. ૧૧ પહેલે કોઠે સો બીજે બસો, ત્રીજે ત્રણસેં ધારો; ચોથે ચારસે પાંચમે પાંચસે, છઠામાં છસેં ધારો. ૧૨ સાતમે કોઠે સાતસેં દ્વારો, સદેહ ધરશો ન કોય, ધ્વજા પતાકા શિખર સરવે, એ પરમાણે હોય. ૧૩ સાત કોઠામાં કેટલા યોદ્ધા, તેનો કહું વિસ્તાર; પહેલે હજાર, બીજે બે હજાર; ત્રીજે ત્રણ હજાર. ૧૪ હરેક કોઠે ચઢીયાતા યોદ્ધા, અઠયાવીસ હજાર થાય. ૧૫ મોખરે મારથી યોદ્ધ એકેકો, જરૂર રાખવો જોઇએ; આપણામાંથી એકેક કોઠો, માથે રાખી લ્યો કોઇએ. ૧૬ તેમાંનો પહેલો પાષાણ કોઠો, તે તો રાખું છું હું માથે; કૃપાચારજ કહે બીજો કોઠો, જીતવો મારે હાથે. ૧૭ અશ્વસ્થામા કહે ત્રીજો મારો, ચોથો લીધો રાજા કરણે; દુર્યોધન કહે પાંચમો લીધો મેં, નમાવા શત્રુને ચરણે. ૧૮ સલ્ય કહે છઠો મારે માથે, બોલી વળ્યા મોટા ધાંટે;

જયદ્રથ કહે કોઠો સાતમો તે તો, લીધો મેં શીર સાટે. ૧૯ એ પ્રમાણે સાત અતિ રથી, કોઠા લીધા માથે જ્યારે; દ્રોણ કહે કોઠા રચીશ હું તો, નક્કી કાલ સવારે. ૨૦ કૌરવ લોકો વાત સાંભળી, પામ્યા ઘણો આનંદ; પાંડવને પછી પત્ર લખ્યો એક, મળી પ્રપંચીનું વૃંદ. ૨૧ શકુની મામાએ સલાહ આપી, પહેલું લખાવ્યું પાંડવ નામ; આંટી બરોબર લખાવી અંદર, તરકટીયો એ તમામ. ૨૨ અરજુન વિણ યુદ્ધ બંધ રહ્યું તે, કેમ ગમે ભાઇ તમને; યુદ્ધ વિના તો ઘડી પલક એક, ગમતું નથી અહીં અમને. ૨૩ ગુરૂએ પ્રતિજ્ઞા કરી છે તેથી, સ્થંભે તો યુદ્ધ ન થાય; અકળામણ તેથી આવે અતિશે, યુદ્ધ વિના ના રહેવાય. ૨૪ તેટલા માટે મેં દ્રોણની પાસે, કોઠા રચાવ્યા છે સાત; અથ ઇતિ બધી કોઠા વ્યુહની, વિસ્તારીને લખી વાત. ૨૫ સ્થંભથી જુદા કોઠા રચ્યા એ, દીધું બધું દરશાવી; વહાણું વાયે યુદ્ધમાં આવજો, તમો સૌ સેન્યા ચઢાવી. ૨૬ જો કદી યુદ્ધમાં નવ આવો તો, રંક જેવા તમો રાયા; ખરા ક્ષત્રાણીના બાળ નહીં તમે, જાણીશું લુંડીના જાયા. ૨૭ યુદ્ધમાં આવો કે લુંડી જાયા થાઓ, મુકી ના દેશો માપ; બેમાંથી વચન એક ન પાળો તો, બ્રહ્મહત્યાદીક પાપ. ૨૮ પત્ર લખી એવો મોકલી દીધો, સેવક સાથે ત્યાંય; પાંડવ સભામાં જઇને તે આપ્યો, ધર્મતણા કરમાંય. ૨૯ ધર્મે ધસીને પત્રજ વાંચ્યો, ભડકયા મન ભુપાળ; કોઠા યુદ્ધનું નોતરૂં જાણી, પડી પેટમાં ફાળ. ૩૦ ધરમે પછી પત્રજ આપ્યો સહદેવજીને હસ્ત; વીરા વિચારી પત્ર વાંચો સાંભળે સભા સમસ્ત. ૩૧ સહદેવે વાંચવો શરૂ કર્યો, સુણે આતુરતા ભયો લોક; શબ્દ કોઠા યુદ્ધ કાને પડતાં, પ્રકટયો પુરણ શોક. ૩૨ જોવા લાગ્યા એક એકના સામુ, ત્યાં તો સભાના જન; એ યુદ્ધ કેવું ને કેમ થતું હશે, ગભરાયાં સૌનાં મન. ૩૩ ધરમરાજા ધૈર્ય તજીને, સભામાં થરથર ધ્રુજે; શોકના સાગરે સર્વ પડયા, એકે દિશ નવ સુજે. ૩૪ ભીમ કહે ભાઇ કોઠા એ કેવા, વાવ્ય કે અંગરખાના; મારી ગદાથી ભુકો કરૂં ભાગી, કોઠા હશે એ શાના. ૩૫ સહદેવ કહે વીરા કારમા કોઠા, તારી ગદાને ન ગાંઠે; અરજુન વિણ કોઇ કોઠા ન જાણે, એ ભણ્યો છે મુખ પાઠે. ૩૬ ધર્મ રાજા ધરણી સામુ, જોઇને ઝાઝુ વીમાસે; સાથે સભા ભારે શોક કરે છે, હવે વલે શી થાશે. ૩૭ ધર્મ કહે સુણ સહદેવ વીરા, અરજુન વિણ કોણ લડશે; ઉપાય બતાવો નહીં તો મારે, વણ મોતે મરવું પડશે. ૩૮ અરેરે પાપીએ પ્રપંચ કીધો, વીરા વલે તો શી થાશે; હાનો કે નાનો ઉત્તર પત્રનો, હવે શી રીતે અપાશે. ૩૯ સહદેવ કહે સંતાપ ન કરશો, બીડું એક બનાવો; જાણ હશે તે ઝડપી લેશે, સભાની મધ્ય મુકાવો. ૪૦ તેવે સમે બીડું બાસઠ પાનનું, મેજ ઉપર મુકી દીધું; સભામાં સુચના આપી

પણ, કોઇએ તે નવ લીધું. ૪૧ એવામાં આવ્યા વન મએલા, ગટારગચ્છ અભિમાન; સભાના દ્વારની આગળ આવી, ઉભા બેઉ સંતાન. ૪૨ ગટારગચ્છ તો સભામાં આવી, બાપ પાસે બેશી ગયો; માનીનો છે તે માન મળ્યા વિના અભિમાન્યુ ઉભો રહ્યો. ૪૩ ધરમે દીઠો જ્યારે માનનો ભોગી, ભીમને સાન બતાવી; માન મળ્યા વિના રીસાઇ જાશે, માટે લાવો બોલાવી. ૪૪ ભીમ કહે બેટા પધારો અંદર, શું ઉભા માન ખાવા; મરણુ વેળા માનશું માગો, સૌના બેઠા જીવ જાવા. ૪૫ અભિમન્યુ કહે કાકા મારા, કેમ હું માન ન માગું: તમ સરીખા માથે જ્યાં સુધી ત્યાં સુધી કરીશ તાગુ. ૪૬ પણ કહો કેમ જીવ જવા બેઠા, એવું બોલ્યા તમો શાથી; ભીમ કહે જીવ લે એવો પત્ર, આવ્યો છે કૌરવમાંથી. ૪૭ અભિમન્યુ કહે જોઉં એ પત્ર, એમ કહી લીધો હાથ; કોઠા યુદ્ધની વાત વાંચી ઘણો. હરખ્યો દીલ સાથ. ૪૮ કહેવા લાગ્યો સભામાં સૌને, શોક કરો છો શા માટ; કોઠા યુદ્ધની વિધા હું જાણું અળગા કરોને ઉચાટ. ૪૯ એમ કહી પેલું બીડું પડેલું, ઝટ એ ઝડપી લીધું; જરૂર કોઠે હું લઢવા જવાનો. કહી મુખમાં મુકી દીધું. ૫૦ પણ બીડું ખાતાં સાંભરી આવ્યું કાકા છ કોઠા હું ભણીયો: ભણતરમાં બાકી સાતમો કોઠો, નથી એનો ગુણ ગણીયો. ૫૧ ભીમે જાણ્યું ભેંડગ વળશે માટે. બોલી ઉઠયો દીલ સાથે; સાતમો કોઠો મને આવડે છે, જા તે કોઠો મારે માથે. ૫૨ ત્યારે શાબાશી સૌ જાણ બોલ્યા, હરખાયા લોક તમામ; ધન્ય ધન્ય ધનંજયના સુત શુરા, ધન્ય વીરા તારી હામ. ૫૩ તરત તે વેળા સભાની મધ્યે, પુજ્યો અરજુન બાળ; વિધવિધ વાજાંના નાદની સાથે, પહેરાવી રણુમાળ. ૫૪ અભિમન્યુ ત્યારે નમન કરીને, ત્યાંથી થયો તે વિદાય; સુભદ્રાના તંબુમાં આવ્યો, લાગ્યો માતાજીને પાય. ૫૫ સુભદ્રાએ પુત્રને દેખી, આનંદ અદકો દેખાડયો: હુલાવી માથે હાથ મુકીને, પોતાની પાસે બેસાડયો. ૫૬ વિશ્રામ—બેસાડયો બાળક કને, બોલ્યાં માત વચનરે; વ્યાસ મગન વાણી વદે, સુણો શ્રાતા જનરે. ૧

## કડવું ૨ જું—રાગ કેદારો.

વળતા બોલીયા રે, નડવી વૈશમપાય વચન; સ્નેહે સાંભળો રે, રૂડા જનમેજય રાજન. ૧ તંબુમાં તે તકે રે બેઠાં સુભદ્રા સુત સાથ; કર ચુંબન કરી રે, તેના અંગે ફેરવ્યો હાથ. ૨ હીંડી હાલમાં રે, કયાંથી આવ્યા મુજ સંતાન; આવું સભા થકી રે, એવું બોલ્યો અભેમાન. ૩ સુભદ્રા કહે રે, બેટા ટાળો મુજ વહેમ; હવડાં સભા માંહીં રે, વાજાં બંધ પડયાં હતાં કેમ. ૪ બંધ

પડયા પછી રે, પાછાં વાગ્યાં આનંદભેર; કારણ તેહનું રે, મુજને સમજાવો સૌ પેર. ૫ વળી આ તમ તણું રે, પુજન કોણે કીધું ભાલ; કીધું કયાંથી થકી રે, આવું મુખડું લાલ ગુલાલ. ૬ રૂડા કંઠમાં રે, આ કોણે પહેરાવ્યા હાર; તે સૌ કહો મને રે, મારા લાડકડા કુમાર. ૭ વળતાં બોલીયો રે, અભિમન્યુ એમ વચન; પારથ ગયા પછી રે, સભામાં આવ્યું એક વિઘ્ન. ૮ દુઃખ દેવા ફરે રે, દગલબાજી દુરીયોધન; નવતર જાતનું રે, એણે યુદ્ધ કર્યું ઉત્પન્ન. ૯ દ્રોણ ગુરૂ કને રે, રચાવ્યા કપટે કોઠા સાત; માંડી મુખથી રે, માને સમજાવી સૌ વાત. ૧૦ તે કારણ થકી રે, પ્રગટયો શોક સભાની માંય; વાજાં વાગતા રે, તેથી બંધ પડયાં હતાં ત્યાંય. ૧૧ કોઠે જઈ લડે રે, એવો યોદ્ધો ન મળે કોઇ; બેઠા બળ વિના રે, સામું એક એકના જોઇ. ૧૨ તકે હું ત્યાં ગયો રે, સુણી કોઠા યુદ્ધની વાત; તે તો યુદ્ધનું રે, મેં બીડું ઝડપ્યું મુજ માત. ૧૩ તે મુખ મેં ધર્યું રે, તેથી મુખ છે મારૂં લાલ; કોઠા જીતવા રે, યુદ્ધે હું ચડવાનો કાલ. ૧૪ તેના કારણે રે મા મને આરોપી રણમાળ; આનંદ ઉપન્યો રે, તેથી વાગ્યાં વાદ્ય વિશાળ. ૧૫ સુભદ્રા સાંભળી રે, કહે છે હાંસી ન કરો ભ્રાત; હું સમજુ બધું રે, કહોને સાચે સાચી વાત. ૧૬ પુત્ર કહે માવડી રે, જુઠું જરી ન જાણો આપ; જુઠું જો કહું રે મુજને બ્રહ્મહત્યાનું પાપ. ૧૭ માતા સાંભળી રે, તે તો તર્ત ઢળી પડી ધર્ણું; બની બે બાકળીરે, જાણે માથે આવ્યું મર્ણ. ૧૮ છકેલા છોકરા રે, શું તું કરી બેઠો એ વૃદ્ધની વારતા રે, ત્યાં તારી ન પહોંચે હામ. ૧૯ નાખ્ય મુખ ધોઇને રે, વળી એ ફેંકી દે રણમાળ; બાળક બુદ્ધિમાં રે, યુદ્ધ એ ન ઘટે મારા બાળ. ૨૦ મા મુખને બીડલું રે, ખાધું મેં મીથ્યા નહિ થાય; બ્રહ્માદીકથી રે, રોકયો મુજને નહી રખાય. ૨૧ સુભદ્રા સાંભળી રે, કરવા લાગી ઝાઝો કલેશ; ઉઠી કળકળી રે, મારૂં નહી માને લવલેશ. ૨૨ એવું જાણીને રે, સુત પાસેથી થઈ વીદાય હૃદય શીશ કુટતી રે, આવી ધર્મ સભાની માંય. ૨૩ કર ઉંચા કરી રે, આવી ધર્મ સભાની માંય; એ જેઠ બાપજી રે, મારે પેટ લગાડી લ્હાય. ૨૪ વૃદ્ધ વડીલ થઇ તમો રે, વીચાર્યું નહી કેમ દીલ સાથ; ભુલ ભારે કરી રે, બીડું દીધું બાળક હાથ. ૨૫ શીશુ સમજે નહી રે, બીડું ખાવાનું તે ખાય; તમ જેવા છતાં રે, શું એ અરભક યુદ્ધે જાય. ૨૬ કર્મ યોગે કરી રે, એનો બાપ મળે નહી ઘેર; ઘાટ ઠીક ગોઠવ્યો રે, એવું એના પર શું વ્હેર. ૨૭ બળીયા મોકલો રે, જેની ટકે યુધ્ધમાં જાત; કુંવર કોમળ અતિ રે, તેની થાય ઘડીમાં ઘાત. ૨૮ પારથ પુઠયથી રે, આજે જણાઇ આવ્યું ઝેર; મુજને માને નહી રે, એવો સમજાવ્યો શી પેર. ૨૯ મરાવો પુત્રનેરે, તેથી ટાઢક તમને થાય; કહી કેશ કંઠમાં રે, નાંખ્યા સુભદ્રાએ ત્યાંય. ૩૦ સભામાં

તે તકે રે, ધાડો ગભરાયો સૌ સાથ; ધર્મે ધ્રુજી કહ્યું રે, હાંહાં ભાઈ ઝાલો કોઇ હાથ. ૩૧ પુત્રની પાસથી રે, સુભદ્રા ગઇ છે જે વાર; પાછળ પેરી છે રે, કુંતાએ ત્યાં દ્રૌપદી નાર. ૩૨ તકે તે ઉછળી રે, ઝાલ્યા સુભદ્રાના હાથ; પાસ કેશ કહાડીને રે, બાઇએ બળે ભીડાવી બાથ. ૩૩ ધોરીંધર ધર્મ ત્યાં રે દેખી સુભદ્રાનો ડોળ; થર થર ધ્રુજતા રે, જેનું ચીત્ત ચડયુ ચગડોળ. ૩૪ પસ્તાવો પામીયા રે, સુણી બાઇના બોલ તમામ; ખરેખર ના બનેરે, કુંજરનું કીડીથી કામ. ૩૫ હવે હું શું કરૂં રે, જોશી સહદેવ સુણ નરેશ; હઠીલો બાળ છે રે, કોઇનું નહી માને લવલેશ. ૩૬ માટે પુત્રનેરે, મારે કહેવું પડે ન કાંય; સુભદ્રા તણું રે, સાથે સમાધાન મન થાય. ૩૭ તેવો હોય તો રે, પહેલો બતાવો કાંઇ ઉપાય; શું કરવા થકીરે યુધ્ધે અભિમન્યુ ના જાય. ૩૮ સહદેવ કહે વીરા રે, જો કદી આવે એની નાર; તેને દેખતાં રે, નહિ નીકળે એ તંબુ બહાર. ૩૯ બંધુ બોલીયારે, વચમાં આડી રહી એક રાત; આવે શી રીતે રે, યુદ્ધે ચડવાનો પરભાત. ૪૦ રૂડા રાયકારે તેડાવો કહે છે સહદેવ; સાધન સાંઢનાં રે, તે તેડી લાવે તતખેવ. ૪૧ સુણી વારતારે, શેવક તરત કર્યા તૈયાર; સૌ સમજાવીને રે, પ્રેર્યા રણભુમિ મોઝાર. ૪૨ શેવકે સંચરી રે, ઢંઢેરો દીધો રણમાંય; સુણી રાયકારે, ટોળેટોળાં આવ્યાં ત્યાંય. ૪૩ તેમાંથી તારવીરે, ખરા ખોળી કહાડયા જણ ચાર; રાજો કાજલોરે, રૂપો રત્નો તેણી વાર. ૪૪ તેડી લાવીને રે, ઉભા રાખ્યા સભાની બહાર; શેવક સંચરીરે, સભામાં કીધા સમાચાર. ૪૫ તરત હુકમ કર્યો રે, ધર્મે રાખી હૃદયે ધીર; સભામાં રાયકા રે, મોકલો વારા ફરતી વીર. ૪૬ વિશ્રામ-વારા ફરતી મોકલો, રાયકા આણે ઠામરે; વ્યાસ મગન વાણી વદે, શ્રોતા સુણો તમામ રે. ૨

## કડવું ૩ જું—રાગ સોરઠ.

વૈશમપાયન એણી પેરે બોલ્યા, સુણ જનમેજય રાય રે; વિસ્તારી તુજને સંભળાવું, રાયકા તણો મહીમાયરે. ૧ પહેલો રાયકો રાજો ચાલ્યો, ઉભો સભામાં આવી રે; હે હે રાજા હું કામ પડયું મારૂં, બોલ્યો શીશ નમાવીરે. ૨ ધરમ રાજા કહે છે જાઓ, વિરાટ નગરે અત્યારે રે; ઓત્રા વહુને તેડીને તમે, કહો ભાઈ આવો ક્યારે રે. ૪ રાજી થઇ રાજો રાયકો બોલ્યો હું જાઉં અત્યારે રે; ઓત્રાબાઇને તેડીને આવું ચોથે દહાડે સવારે રે. ૪ સુણી સુભદ્રાને રીસ ચઢી કહ્યું. કાળા મોંના કયાં આવ્યો રે; મારા રડયા તારૂં કામ નથી કહી બારણે કાઢી મુકાવ્યો રે. ૫ બીજો રાયકો કાજો આવ્યો, ઉભો સભાની માંય રે; હે હે રાજા હું કામ પડયું મારૂં, કહીને લાગ્યો પાય રે. ૬ ધર્મરાજા કહે છે અત્યારે,

વિરાટ નગરે જાવો રે, ઓત્રાવહુને તેડીને તમે કહો ભાઇ કયારે આવો રે. ૭ કાજી રાયકો ખોંખારી બોલ્યો, હું જાઉં અત્યારે રે; ઓત્રાબાઇને તેડીને આવું, બીજે દહાડે સવારે રે. ૮ સુભદ્રાને શોક થયો કહ્યું, આવ્યો અભાગી કયાંથી રે, પાપી પીટ્યા તારૂં કામ નથી કહી, કહાડી મુકાવ્યો ત્યાંથી રે. ૯ ત્રીજો રાયકો રૂપો આવી, ઉભો નમાવી શીશ રે; હે હે રાજા હું કામ પડયું મારૂં, કહોને આણે દીશ રે. ૧૦ ધર્મરાજા કહે છે જાવો, વિરાટ નગરે અત્યારેરે, ઓત્રાવહુને તેડીને તમે, કહો ભાઈ આવો કયારેરે. ૧૧ રૂપો રાયકો ગાજીને બોલ્યો, હું જાઉં અત્યારેરે; ઓત્રાબાઇને તેડીને આવું, બીજે દહાડે સવારે રે. ૧૨ ખેદ થયો સુણી સુભદ્રાને, કીધો તિરસ્કાર રે; જા જા તારૂં કામ નથી કહી, કહાડી મુકાવ્યો બહાર રે. ૧૩ ચોથો રાયકો રતનો ચાલ્યો, એનું શું રે વખાણું રૂપ રે; ડોળથી એવો દીસે હશે જાણે, કોઇ નગરનો ભુપ રે. ૧૪ મેવાડી મોળીયું માથે બાંધેલું, વાંકો રાખ્યો છે અંબોડો રે; પગમાં સોનાનો પહેરેલો તોડો, જેનો મળે નહિ જોડો રે. ૧૫ કસકસાવી જામો પહેર્યો છે, લીંસો પહેર્યો છે સુરવાળરે; ઢળકતી ઢાલ અસી કસી બાંધી, ચાલે લટકતી ચાલ રે. ૧૬ રૂપેરી હુક્કો હાથમાં ઝાલ્યો, ઘાલી કેડે કટાર રે; ગડાકુ તમાકુ પીતો ચાલ્યો, ભાલો કર મોઝાર રે. ૧૭ ફાંકડી દીસે વાંકડી મુછો, આંખ પાંખ અણીયાળીરે; સીંહલ કો જ્યારે આવ્યો સભામાં, ભુપતિ ભડકયા ભાળી રે. ૧૮ વાંકો વળી કર લાંબો કરી ત્યાં, રાયકે કર્યો જુહાર રે; હે હે રાજા હું કામ પડયું મારૂં, શેવક છે તૈયાર રે. ૧૯ ત્યારે સભા સુભદ્રા હરખ્યાં, હરખ્યા રાજા ધર્મ રે; કામ કરે એવો આ કોઇ દીસે, પરાક્રમી પુરૂષ પર્મ રે. ૨૦ ધર્મ રાજા ધ્રશીને બોલ્યા, વીરા તતબર થાવો ર વિરાટ નગરેથી ઓત્રાવહુ તેડી, કહો તમે કયારે આવો રે. ૨૧ હૃદયથી રૂડો રત્નો બોલ્યો, હું અત્યારે જાવું રે; ઓત્રાબાઇને તેડીને કાલે, સુર્ય ઉદય થાતાં આવું રે. ૨૨ સુણી સુભદ્રાને હરખ થયો, કાઢી આપ્યો એકાવળ હાર રે; વિરાટ નગરે વીરા પધારો, હવે કરો નહિ વાર રે. ૨૩ ત્યારે રત્નાએ હાર હતો તે, પાછો આપ્યો તેણે ઠામ રે; કામ કર્યા વિના હરામના હું, પહેલા નથી લેતો દામ રે. ૨૪ કામ કરી તારૂં આવું ત્યારે, આપજો દામ ને મામ રે; તમો હજુ મને નથી ઓળખતાં, રૂડો રત્નો મારૂ નામ રે. ૨૫ સોળસેં સાંઢરૂં ઘેર છે મારે, તે તો બધી રહે છે ભેગી રે; જુદી રાખું છું બે જીવન જાણી, મન ને પવન વેગી રે. ૨૬ ઉલાળુ તો આકાશે જાયે જે પાણી પીએ પાતાળ રે; નાગરવેલનો ચારો ચરે જેની, રૂપામાતા રખવાળ રે. ૨૭ અદ્ધર એ તો ઉડ્યા કરે ભુમિ, ચરણ મુકતાં ચમકે રે; જગમાં તો જોડો નથી જેની, કોટે ઘુઘરમાળ ધમકે રે. ૨૮ તેમાંની સુરી સાંઢણી ચઢીને, હું તો અત્યારે

જાવું રે; સુર્ય ઉદય થતાં પહેલાં જ બેની, જરૂર અહીંઆં આવુ રે ૨૯ ગડાકુ તમાકુ સુખડુ અમલ, જોઇશે વાટમાં મારે રે; સાંઢણી લઇને આવતાં પહેલું, તૈયાર કરવું તમારે રે. ૩૦ એમ કહીને રહેઠાણે આવ્યો સાંઢણી ગ્રહી જે વારે રે; થનનક થનનક તે રે ઠેકાણે, કરવા લાગી થેઇકારરે. ૩૧ પવનવેગીનું પલાણ કરીને, આવ્યા સભામાં ચાલી રે; કહ્યા પ્રમાણે સુભદ્રાએ, વાટની વસ્તુઓ આલી રે. ૩૨ પત્ર લખી એક વૈરાટરાયનો, આપી દીધો તતકાળરે; બીના લખી કહી વાર ન કરશો, મોકલી દેજ્યો બાળ રે. ૩૩ સુભદ્રા કહે રાયકા વીરા, વહેલા વળજ્યો વિચારીરે; રેશમની દોર રતને ખેંચી પછી, સાંઢણીને હલકારી રે. ૩૪ સુર સપાટે જોર ઝપાટે, વેગમાં થઇ વિદાય રે: વિરાટ નગરે તો ઓત્રા સુદષ્ણા, સુઇ રહ્યાં ભોવન માંહ્યરે ૩૫ તે સમયે સ્વપ્ન ઓત્રાને આવ્યાં, ઝબકી ઓચિંતી જાગી રે; ઓ મા ઓ મા કહી બાઝી પડી રડી, સ્વપ્ન કહેવા લાગી રે. ૩૬ વિશ્રામ—લાગી કહેવા સ્વપ્ન ત્યાં, વૈરાટ કેરી તન રે; વ્યાસ મગન વાણી વદે, સુણો શ્રોતા જન રે. ૩૭

## કડવું ૪ થું.—રાગ મલ્હાર.

સ્વપ્ન આવ્યું પહેલા ચોઘડીયાની રાતે, હું ને મારો સ્વામી ગયાં મહાવનમાં જાતે; નદી આવી એક નૌકામાં બેઠાં બે સંગાથે, અઘોર સ્વપ્ન આવ્યું રે રે રે હો, સાંભળ મારી માવડીરે. ટેક. ઓ મા મારૂ પુરવેનું પાતક ત્યાં તો જાગ્યું, મધ્ય નદીમાં નૌકુ એ ભડાક દઇને ભાગ્યું; જળમાં જીવણ ડુબ્યા મારૂ લલાટ શો ના લાગ્યું, અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૧ મને સીંદુર સેંથો પાડી પહેવરાવી સુંદીર સાડી, સૌ શણગાર સજાવી મને લોક થોકમાં કહાડી; એ લુંટી લીધી મારી બધી હેવાતણની વાડી. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૨ માતા કહે છે ઓરે બેટા રહે તું તો છાની, જરૂર તારી રક્ષા કરશે મા આદ્ય ભવાની; સ્વપ્નમાં જે દીઠું તે જુઠું લેજે માની; સ્વપ્ન હોય ન સાચું રે રે રે હો, સાંભળ ડાહી દીકરી રે. ટેક. સ્વપ્ન તારાં પડજો કોઇ ભુંડી રાંડના પેટે, સ્વપ્ન તારાં પડજો કોઇ સમુદ્ર કેરા બેટે; સ્વપ્ન તારાં પડજો કોઈ ધરમી જનથી છેટે. સ્વપ્ન હોય ન સાચું રે૦ ૧ વિશ્રામ—એમ કહી શીર કર દઇ, સુવાડી કુમાર રે; પણ પાછી ઝબકી ઉઠી બોલી બીજી વાર રે. ૪

## કડવું ૫ મું—રાગ ઉપરનો.

સ્વપ્ન આવ્યું બીજા ચોઘડીયાની રાતે, હું ને મારો સ્વામી ગયાં મહાવનમાં જાતે; ઝાડ ગુફામાં બેઠાં ત્યાં બેઉ જણાં સંગાથે. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૧ ઓ મા મારા પુરવેનાં પાતકમાં નહીં ખામી, દવ બળતો એક આવ્યો

તેમાં ભગી ગયા મુજ સ્વામી; એ દુઃખ મરણનું દેખી હું પસ્તાવો બહુ પામી. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૨ મને સીંદુર સેંથો પાડી પહેરાવી સુંદીર સાડી, સૌ શણગાર સજાવી મને લોક થોકમાં કહાડી, એ લુંટી લીધી મારી હેવાત-તણની વાડી. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૩ માતા કહે છે ઓ રે બેટા તું તો રહે છાની; જરૂર તારી રક્ષા કરશે મા આદ્ય ભવાની; સ્વપ્નામાં જે દીઠું તે જુઠું લેજે માની. સ્વપ્ન હોય ન સાચું રે૦ ૧ સ્વપ્ન તારાં પડજો કોઇ પાપી જનને માથે, સ્વપ્ન તારાં પડજો કોઇ કરપીજનને હાથે; સ્વપ્ન તારાં પડજો કોઇ અધરમી સંગાથે. સ્વપ્ન હોય ન સાચું રે૦ ૨ વિશ્રામ—એમ કહી શીર કર દઇ, સુવાડી કુમાર રે; પણ પાછી ઝબકી ઉઠી, બોલી ત્રીજી વાર રે. ૫

## કડવું ૬ ઠું—રાગ ઉપરનો.

સ્વપ્ન આવ્યું ત્રીજા ચોઘડીયાની રાતે, મેં તો જોયા તારા જમાત્ર કેવા જાતે; ભુતના ભાઇના જેવા ભુત ભેરવની સંગાથે. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૧ પાડા ઉપર બેઠા દીઠા કાજળથી કાળા, લોઢાના શણગારો અંગે રૂધિર ઓઘરાળા; કંઠની અંદર પહેરી મનુષ્ય મુસ્તકની માળા. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૨ માથે બળતી સગડી, દેખંતા તે મદમાતા, કરમાં ઠીબડું ઝાલી ખીર ખાંડ રોટલી ખાતા, ચુડેલ વંત્તર સાથે દક્ષિણ દીશામાં જાતા. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૩ માતા કહે છે ઓરે બેટા તું તો રહે છાની, જરૂર તારી રક્ષા કરશે મા આદ્ય ભવાની; સ્વપ્નમાં જે દીઠું તે જુઠું લેજે માની. સ્વપ્ન હોય ન સાચું રે૦ ૧ સ્વપ્ન તારાં પડજો કોઇ વ્યભિચારી નરમાં, સ્વપ્ન તારાં પડજો કોઇ કસાઇ કેરા ઘરમાં; સ્વપ્ન તારાં પડજો કોઈ ચોર જનોના કરમાં. સ્વપ્ન હોય ન સાચું રે૦ ૨ વિશ્રામ—એમ કહી શીર કર દઇ, સુવાડી કુમાર રે; પણ પાછી જાગી ઉઠી, બોલી ચોથી વાર રે. ૬

## કડવું ૭ મું—રાગ ઉપરનો.

સ્વપ્ન આવ્યું ચોથા ચોઘડીયાની રાતે, જરૂર મેં તો જોયું નિદર્ય ભુમિમાં જાતે; ગયા પાતાળે પારથ છે શામળીયો સંગાથે. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૧ કૌરવ લોકો કપટી એ પાંડવ પાછળ પડીયા; પારથની પુંઠ તાકી, દ્રોણે ત્યાં કોઠા રચીયા બીડું મુજ પતિએ લીધું એ યુદ્ધના થઇ લાલચીયા. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૨ કોઠા જીતવા જાશે મુજ પતિ એ વાતે વહાણે, તેથી મુજને સાસુ તેડાવે તે સારૂ એક રાયકો આવે છે મારે આણે. અઘોર સ્વપ્ન આવ્યું રે૦ ૩ માતા કહે છે ઓરે બેટા તું તો રહે છાની, જરૂર તારી રક્ષા કરશે મા આદ્ય ભવાની; સ્વપ્નમાં જે દીઠું તે જુઠું લેજે માની. સ્વપ્ન હોય

ન સાચું રે૦ ૧ સ્વપ્નાનું દીઠેલું ઉપજે ન સાચું કયાંયે, મન ચિંતવ્યુ કદી કાળે કોઇનું પણુ સિદ્ધ ન થાયે; જળથી ઉતરે માખણુ તો લુખુ કે કોણ ખાયે. સ્વપ્ન હોય ન સાચું રે૦ ૨ વિશ્રામ—સ્વપ્ન સાચાં હોય નહિ, મુકી દે ઉતપાત રે; સુદ્રષ્ણા કહે દીકરી, સુણુ સ્વપ્નની વાતરે. ૭

## કડવું ૮ મું—રાગ ઉપરનો.

સ્વપ્નમાં એક નિરધન તે ધન પામ્યો બહુ ભારે, દેશ વિદેશે હુંડીયો ફરવા લાગી તે વારે; હજારો ઘેર ગુમાસ્તા કરતા જેમાં ઉધારે. સ્વપ્ન હોય ન૦ ૧ એણે જાણ્યું મનમાં તપાસુ મીલકત થોડી, ઓચિંતાનો ઉઠી જોવા ગયો ઘરમાં દોડી; પેટી પટારા જોયા પણ દીઠી નહીં એક કોડી. સ્વપ્ન હોય ન સાચું૦ ૨ સ્વપ્નમાં એક અપંગને પગ મળ્યા મદ ચડીયો, ઓચિંતાનો ઉઠી એ ગયો કાઢવા હડીયો; પૃથ્વી ઉપર પડીયો અંગે વાગ્યું બહુ રડીયો. સ્વપ્ન હોય ન૦૩ સ્વપ્નમાં એક મુંગો તે ભણ્યો વેદની વાણી, જાગ્યો ઝટ બીચારો એ ગયો બોલવા તાણી; મુખે ના બોલાયું પાંપણમાં લાવ્યો પાણી. સ્વપ્ન હોય ન૦ ૪ સ્વપ્નમાં શુભ મળીયો એક પુત્ર વાંઝીયા જનને, પારણીયામાં પહોડયો આનંદ થયો અતિ મનને; જાગી ઉઠી જોયું તો દેખે કોના તનને. સ્વપ્ન હોય ન સાચું૦ ૫ સ્વપ્નમાં એક કુંવારો કન્યા પરણ્યો બહુ, એના મનમાં આવ્યું બોલાવીને કાંઇ કહું; જાગી જાય બોલાવા તો દીઠી બાપની વહુ. સ્વપ્ન હોય ન સાચું૦ ૬

વિશ્રામ—સ્વપ્ન કોઇ સાચાં નહીં, ઓરે મુજ કુમાર રે; મા દીકરી વાતે વળ્યાં, રાત્રીમાં તે વાર રે. ૮

## કડવું ૯ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું ચક્રાવાનો મહીમાય. ૧ મા દીકરી એમ વાતે વળ્યાં છે, સાચા જુઠા કાજે; તેજ સમયમાં રાયકે આવી, ભાલો ભોંકયો દરવાજે. ૨ રત્ને કહ્યું ઓ દરવાન વીરા, દરવાજો ઉઘાડી દેને; ઓત્રાબાઇને આંણે આવ્યો, સમજાવ્યું સૌ તેને. ૩ દરવાન કહે ભાઈ દરવાજાની, કુચીયો છે દરબાર; તે લઇને હું હવડાં આવું, ઉભા રહો એટલી વાર. ૪ રત્નાએ જાણ્યું વાર થવાની, મારે જાવું ચડીચોટ, લગામ ખેંચી કે સાંઢણી ઉછળી, કુદી પડી ચટ કોટ. ૫ દરવાન દેખી વિસ્મય પામ્યો, રાયકો ચાલ્યો તે વાર; દોઢ પહોરની રાત્રી સમયે; આવી પહોંચ્યો દરબાર. ૬ સાંઢણીને ત્યાં ઉભી રાખી, ટૌકા કર્યા બે ચાર; શબ્દ સુણીને મા દીકરી ત્યાં, ઓચિંતાં આવ્યાં બહાર. ૭ સુદ્રષ્ણાએ સાંઢણી દીઠી, પડી પેટમાં ફાળ; કો ભાઇ તમે કયાંથી આવ્યા એમ, બોલી ઉઠી તે

બાળ. ૮ રત્નો કહે રણભુમિથી આવ્યો, ઓત્રાબાઇને આણે; સુદ્રષ્ણા તો સાંભળતાં પડી, મુરછામાં તે ઠેકાણે. ૯ રત્નાએ તવ પત્ર હતો તે, આપ્યો ઓત્રાને હાથે; બાઈ તમે હવે વાર ન કરશો, ચાલો ઝટ મારી સાથે. ૧૦ ઓત્રા કહે જરા ઉભો રહે વીરા, લાગુ હું તારે પાય; એમ કહી પછી મુરછામાંથી, માતાને ઉઠાડી ત્યાંય. ૧૧ ઓ મા મારૂં નહોતી માનતી, પણ જો રાયકો આવ્યો; એમ કહીને પત્ર પિતાનો, બધો વાંચી સંભળાવ્યો. ૧૨ સુદ્રષ્ણા સુણી રડવા લાગી, એતો અતિશે ધ્રુજે; કેમ કરૂં હવે દીકરી મારી, દિશા એકે નવ સુજે. ૧૩ ઓત્રા કહે મા શોક તજી મને, વહેલી કરો વિદાય; યુદ્ધે જતાં પહેલાં રોકું પતિ, તો તો ભલું કાંક થાય. ૧૪ સુદ્રષ્ણા કહે પર પુરૂષની, સાથે ના મોકલાય; કનકની પેટીથી બેટી તું મોંઘી મારાથી નવ સોંપાય. ૧૫ ઓત્રા કહે મા રાયકો રૂડો, રૂડી દીસે એની જાત; ભરોંસા વિના મધ્ય નિશા સમે, ના મોકલે મુજ તાત. ૧૬ ધર્મ સરીખાયે મોકલ્યો તેમાં, શીદ ધરે છે તું વહેમ; આડી ને અવળી વાતો કરી મને, બાંનાં બતાવે છે કેમ. ૧૭ રાયકો રૂડો મુજ પિતાની પેઠે, રક્ષણ મારૂં તે કરશે; વખત વીતે છે માટે વળાવો, તો યુદ્ધ જાતો ઉગરશે. ૧૮ સુદ્રષ્ણા કહે સાસરવાસો, હજુ કીધો નથી તારો; તે વિણ મોકલું કેવી રીતે હું ઘરમાં નથી ગવારો. ૧૯ ઓત્રા કહે મા જગમાં જીવતો, જમાઇ રહેશે જો તારો; તો તો એવા સાસરવાસા, કરજે તું તો હજારો. ૨૦ ભુષણ માટે ભરથાર મારો, શીદ તજાવે છે માડી; મુર્ખ માનુનિયો માફક તું તો, છેક શું થાય છે આડી. ૨૧ ધર્મ નીતિ નથી જાણતી, નથી વખત વિચારતી માત; તેડુ આવે તવ પુત્રી વળાવે, સપુત તે માત તાત. ૨૨ પુત્રીને સાસરવાસે જાતાં, માત પિતા રોકે જેહ; પીયર રાખવા યત્ન કરે એ, ચંડાળ જાણવાં તેહ. ૨૩ માથા ચડાવી લાડ લડાવે, વહાલી જે કરે કુમારી; સ્વસુરનું ઘર જેહ તજાવે, તે નર્ક તણાં અધિકારી. ૨૪ સામા સામી વ્હેર વેવાઇયોને, કોઇ પણ કારણે થાય; તેથી રોકે જે પુત્રીને ઘરમાં, ધિક્ક એ માત પિતાય. ૨૫ પોતાને માટે માત પિતા જો, પુત્રીનો મનખો બગાડે; ધિક્કાર છે તેવાં માત પિતાને, કાપવાં જોઇએ કુહાડે. ૨૬ અરે ઓ માડી તું જાણતાં છતાં, કેમ કરેછે અન્યાય; વાતો કરતાં વખત વીતે છે, માટે કરો મા વિદાય. ૨૭ વિશ્રામ—વિદાય કરો મા મુજને, વખત વિચારી આજરે; વ્યાસ મગન વાણી વદે, જગમાં રહેશે લાજરે. ૯

## કડવું ૧૦ મું—રાગ કેદારો.

વળતાં બોલીયા રે, રૂષિ વૈશમપાયે વચન; સ્નેહે સાંભળો રે, રૂડા જનમેજય રાજન. ૧ સુદ્રષ્ણા સુણી રે, કરવા લાગી કલેશ અપાર; ઉઠાડયો તે તકે રે, સૂતેલો છે જે રાજકુમાર. ૨ મારા દીકરારે, બેનના સાસરવાસા માટ; જાવો

નગ્રમાં રે, લાવો વેપારી પુર ખાટ. ૩ સેવક લેઇને રે, સુણી હાટે ગયો ચડી ચોટ, સૌ વેપારીને રે, તેડી લાવ્યો દોટાદોટ. ૪ આંખો ચોળતારે, ડોશીડા સૌ આવ્યા ત્યાંય; અડધા ઉંઘમાં રે, માલ લઇ બેઠા માળની માંય. ૫ સુદ્રષ્ણા કહે રે, સુણો સરૈયા મુજ વાત, કુમકુમ કાઢીનેરે, આપો બેનને ઉત્તમ જાત. ૬ સરૈયા સરૂપચંદ રે, કુમકુમ ગયો કાઢવા બેશ; ખોલ્યો ડાબડો રે કરમે નીકળી કાળી મેંશ. ૭ સુદ્રષ્ણા કળકળીરે, ધપ્પા માર્યા ત્યાં બે ચાર; મુર્ખ મારા રડ્યા રે, કહીને કહાડી મેલ્યો બહાર. ૮ ઓત્રા કહે માવડી રે, કરે શીદ રંકની ઉપર રોશ; વાંક એનો નથી રે, એ તો મારા કર્મના દોષ. ૯ સુદ્રષ્ણા કહે રે, ચુડઘર વીરા તમે ચતુર; કાઢો ચુડો રૂડો રે, દેખી હરખે બેનનું ઉર. ૧૦ ચુડઘર ચતુરચંદ રે, ચુડો બેશ કાઢવા જાય; કાળું મુઠીયું રે, કરમે આવ્યું ત્યાં કરમાંય. ૧૧ માતા કળકળી રે, ધપ્પા માર્યા ત્યાં બે ચાર; મુર્ખ મારા રડ્યા રે, કહીને કહાડી મેલ્યો બહાર. ૧૨ ઓત્રા ત્યાં કહે રે શીદ કરે તેના પર રીસ; વાંક એનો નથી રે ભુડું માડી મુજ ભવિષ્ય. ૧૩ સુદ્રષ્ણા કહે રે કાપડીયા વીર કપુરચંદ; કાપડ કાઢજો રે, દેખી ઉપજે ઉર આનંદ. ૧૪ કપુરચંદ ત્યાં રે, કાપડ જાય કાઢવા બેશ; ગજકણ નીકળ્યું રે, કરમે તે તો કાળું મેંશ. ૧૫ રાણી રૂઠીયાં રે, માર્યા ધપ્પા ત્યાં બે ચાર; શત્રુ વહેપારીયા રે, કહીને કહાડી મેલ્યો બહાર. ૧૬ સુદ્રષ્ણા કહે રે, રાખો વેપારીને બંધ; કાંઇ લેવું નથી રે, આવ્યા એ તો થઇને અંધ. ૧૭ અધરમી આવીયા રે, સરવે સંપ કરી આ ઠામ; ખોટું લાવીયા રે, શત્રુ પરભવનાજ તમામ. ૧૮ કીયા જન્મનું રે, વેપારીએ વાળ્યું વેર; અપશુકન કર્યા રે, જીવતા કોઈ ન જાશો ઘેર. ૧૯ તવ પુત્રી કહે રે, માડી વેપારી સૌ રાંક; દોષ કોઇનો નથી રે, દીસે મારા કર્મનો વાંક. ૨૦ ભાવી જે હશે રે, તેવું થાવાનું તે થાય; બ્રહ્માદિકનો રે. જેમાં નવ ચાલે ઉપાય ૨૧ પુર્વે કર્મથી રે, મારા જન્મ ગયા જે સાત; સુખ સ્વપ્ને નથી રે, માતા માન ખરી મુજ વાત. ૨૨ સાતે જન્મથી રે મારે ચાલ્યું આવ્યું દુઃખ; એકે જન્મમાં રે, પતિનું મળી ન જોયું મુખ. ૨૩ છ જન્મો ગયા રે, તેમાં ઉપન્યો ઝાઝો કલેશ, જન્મ આ સાતમો રે, કયાંથી સુખ મળે મા લેશ. ૨૪ માટે માવડી રે, મુજને વહેલી કરો વિદાય; વહાણું વહી જશે રે, મેળો મુજ પતિનો નહિ થાય. ૨૫ જો હું જઇશ તો રે, તે નહિ નીકળે તંબુ બહાર; વહેલી મોકલો રે, માડી શીદ કરો છો વાર. ૨૬ વખત વીતી જશે રે, ચડશે યુદ્ધે રાજ સુરેશ; વાળ્યો નહિ વળે રે, હઠીલો દીસે એજ નરેશ. ૨૭ સુદ્રષ્ણા સુણી રે, પાડે આંસુડાંની ધાર; બેટા મોકલું રે, હાવે કરૂં નહિ કંઇ વાર. ૨૮ આ કંસારના રે, બેઠા જમતી જા બે ગ્રાસ; હઠ એ જાણીને રે, જમવા બેઠી પુત્રી પાસ. ૨૯ સુદ્રષ્ણા

કહે રે, કેવા જન્મ ગયા તુજ સાત; માંડી મુજને રે, બેટા કહી સંભળાવો વાત. ૩૦ ઓત્રા હરખડી રે, માતા એ શું બોલી વાણ; વખત નહિ વાતનો રે, જનેતા શું નથી તુજને જાણ. ૩૧ કહીશ હું કો સમે રે અત્યારે રહેવા દો એ વાત; રત્નો રાયકો રે ખાલી ખોટી થાય મુજ મૌત. ૩૨ જરી માન્યું નહિ રે, માએ કીધો જોર જુલમ; જન્મ કહ્યા વિના રે, નહિ જાવા દઉં મારા સમ. ૩૩ ઓત્રાને થયો રે, ઝાઝો અંતરમાં ઉત્પાત; સાંભળ માવડી રે, જલ્દી મારા જન્મની વાત. ૩૪ વિશ્રામ—વાત માત મુજ જન્મની, સાંભળ કહે કુમાર રે; વ્યાસ મગન તે વર્ણવે, ઓત્રાના અવતાર રે. ૧૦

## કડવું ૧૧ મું—રાગ શિક્ષા શાણાને. એ.

મારા પેલા જનમ કેરી વાત રે, સુણ મુજ માવડી રે. એ ટેક. પહેલા અવતારે અવતરી હું, માળવ દેશ મુલતાનજી; હું તો રાજાને ઘેર કુંવરી જન્મી, એ તો બ્રાહ્મણનો સંતાનરે. સુણ૦ ૧ બ્રાહ્મણ ઘરનો ગૃહસ્થ હતો વળી હતો વિદ્વાન વિશેષજી; મારા બાપની સભામાં આવી, કથા એ વાંચતો હમેશરે. સુણ૦ ૨ તે રે બ્રાહ્મણપર મોહ મને લાગ્યો, ત્યારે મેં કહાવ્યું વચનજી; મહા-રાજા મુજ ઇચ્છા છે એવી, કરો મુજ સાથે લગન રે. સુણ૦ ૩ ત્યારે બ્રાહ્મણે સંદેશો કહાવ્યો, ખોટાં ન કરીએ ચેનજી; હું તો તમારો ધર્મનો ભાઇ તમે, મારાં ધર્મનાં બેન રે. સુણ૦ ૪ ત્યારે મેં મારા બાપને કહ્યું મા, મોડે ચડી આપો આપજી; પરણું તો બ્રાહ્મણને પરણું, બીજા મારા ભાઇ બાપરે. સુણ૦ ૫ માટે મા મુજ પિતાએ તેને, વાત બધી વરણાવીજી; માન્યું નહિ ત્યારે બળાત્કારે; તેની સાથે પરણાવીરે. સુણ૦ ૬ જુદો મહેલ પછી અમને આપ્યો, રૂડા રહેવા માટેજી; પણ માડી મુજ કંથજી તો ત્યાં, રહેતા ઉર ઉચાટે. સુણ૦ ૭ મુજ રાંધેલી રસોઈ જમે નહિ, આપ્યું પીએ નહિ પાણીજી; એકલશ્રૃંગી જેવો એ તો, મુજથી વદે નહિ વાણી. સુણ૦ ૮ ઘણા દિવસ અપવાસ કરી બહુ, કષ્ટ કાયામાં વેઠેજી; એવામાં કાંઇ કારણસર હું, મહેલથી ઉતરી હેઠે. સુણ૦ ૯ મારાથી અકળાઇ ગયેલો, નાંખતો રોજ નિસાસોજી; લાગ મળ્યો તે માટે તેણે, ઘાલ્યો ગળામાં ફાંસો. સુણ૦ ૧૦ જ્યારે આવી ત્યારે જોયા મેં તો મુવેલા મુજ સ્વામીજી; તે દેખીને માતાજી હું, દુઃખ અતિશે પામી. સુણ૦ ૧૧ મુજ માટે એ મુવા તેથી, મેં પણ ફાંસો લીધોજી; મેં એ રીતે પતિની પાછળ, ત્યાગ પ્રાણનો કીધો. સુણ૦ ૧૨ એ રીતે મુજ અવતાર પહેલો, પાપે પુરો થાયજી; પાપથી પુરો થાય મારૂં, હેતે હેવાતણ જાય. સુણ૦ ૧૩

વિશ્રામ— પહેલો જન્મ પુરો થયો, સાંભળ મારી માત રે; વદે મગન ઓત્રા કહે, બીજા જન્મની વાત રે. ૧૧

## કડવું ૧૨ મું—રાગ ઉપરનો.

મારા બીજા જન્મ કેરી વાતરે, સુણ મુજ માવડીરે. ટેક. બીજા અવતારે અવતરી મા હું માળવ દેશ મુલતાનજી; એતો રાજાનો દીકરો જનમ્યો, હું તો માળીની સંતાન. સુણ૦ ૧ એ દરબારમાં પુષ્પ મુકતા'તાં હમેશ મારાં માત તાતજી; જ્યારે હું વર વરવા યોગ્ય થઇ ત્યારે, મરી ગઇ મુજ માત. સુણ૦ ૨ એક દિવસ વળી મુજ પિતાને, પુષ્કળ આવ્યો તાવજી; ત્યારે પુષ્પ દેવા મને મોકલી, ત્યાં શો બનીયો બનાવ રે. સુણ૦ ૩ રાજસભામાં પુષ્પ મુકતાં મને; દેખી રાજ કુમારેજી; તરત મોહ પામ્યો મુજ ઉપરે, બોલાવી મુજને તે વારે. સુણ૦ ૪ કુદ્રષ્ટી તવ જાણી મેં એની, તેથી હું ગઇ નાસીજી; ત્યારથી મુજને રાખી નજરમાં, એને પ્રગટી ઉદાસી. સુણ૦ ૫ ત્યારે તેણે દાસીની સાથે, કહાવી મોકલ્યું વચનજી; મારી ઇચ્છા એવી છે મુજ, સાથે કર તું લગન. સુણ૦ ૬ ત્યારે મા મેં કહાવી મોકલ્યું, એવાં ના કરીએ ચેનજી; તમે ધર્મના ભાઈ અમારા, અમે તમારાં બેન સુણ૦ ૭ તેથી બીજે દીન બાગમાં ઘેરી કીધી કબુદ્ધિ માઠીજી; મેં જાણ્યું કે શિયળ ભંગ કરશે, માટે હું ત્યાંથી નાઠી. સુણ૦ ૮ જ્યાં જાઉં ત્યાં મુજ આગળ આવે, પકડવા મને ત્યાંહેજી; છેવટ હું અકળાઇ ગઇ ત્યારે, પડી કુવાની માંહે. સુણ૦ ૯ એણે જાણ્યું મુજમાટે મરી ગઈ, અર્થ એ ઉરમાં લીધોજી; મારી પછળ પડી કુવામાં તેણે, પ્રાણ તણો ત્યાગ કીધો. સુણ૦ ૧૦ એવી રીતે મારો અવતાર બીજો, પાપે પુરો થાયેજી; પાપે પુરો જન્મ થાય મારો, હેતે હેવાતણ જાય. સુણ૦ ૧૧

વિશ્રામ—બીજો જન્મ પુરો થયો, સાંભળ મારી માતરે; વદે મગન ઓત્રા કહે, ત્રીજા જન્મની વાત રે. ૧૨

## કડવું ૧૩ મું—રાગ ઉપરનો.

મારા ત્રીજા જનમ કેરી વાતરે, સુણ મુજ માવડીરે. ટેક. ત્રીજા અવતારે અવતરીયાં અમો, મેનાં પોપટ બે પક્ષીજી; વનમાં હળીમળી ફરતાં આનદે, ફળ ફુલ વિગેરે ભક્ષી. સુ૦ ૧ પોપટનો પ્રેમ મુજપર અતિશે, અળગો જરી નવ રહેતોજી; હું દરકાર વિણ કરૂં અનાદર, તો પણ તે બધું સહેતો. સુ૦ ૨ તે વનમાં એક પારધીએ તો મુજને પકડી લીધીજી; એક નગરમાં જઇ ગુણકા ઘેર, મુજને વેચી દીધી. સુ૦ ૩ તે ગુણકા મુજ વાણી સાંભળી, આનંદ પામી અતિશેજી; પ્રેમ પુરણ દરશાવી પાળે, કનકના પીંજર વિશે. સુ૦ ૪ હમેશાં મને લાડ લડાવે, અરપે ઉત્તમ મેવાજી; શબ્દ સુણી ગુલતાન બની કરે, સરસ્વતી જાણી સેવા. સુ૦ ૫ પણ મા પેલા પોપટડાને, વિયોગ

મારો પડીયોજી; તેથી બીચારો મારે માટે, રાંને રાંન રઝળીયો. સુ૦ ૫ ફરતો ફરતો એક દીન આવ્યો, એતો મારા નગરમાંજી; મુજ ઘર સામો આવી બેઠો લીંબ તણા તરૂવરમાં. સુ૦ ૭ ત્યાં રહીને મુજ વાણી સાંભળી, પછી ઉતર્યો એ હેઠોજી; પ્રેમ પુરણ દરશાવી આવી, મુજ પીંજર પર બેઠો સુણ૦ ૮ ગુણકાએ જ્યારે પોપટ દીઠો, ચડી ગયાં ચક્ષુ એનાંજી; નક્કી પોપટડો ફોસલાવી લઇ જાશે મુજ મેનાં. સુ૦ ૯ તેથી તેણે ધીમે રહીને, યુક્તિ કરીને ઝાલ્યોજી; પાંખો પછી એની પીખી નાંખી, અગ્નિ અંદર ઘાલ્યો સુ૦ ૧૦ તે દેખી મને ત્રાસ પડયો મા, તે મેં લક્ષમાં લીધુંજી; પીંજર સળીએ ડોકું ઘાલી, મૃત્યુ મેં મુજ કીધું. સુ૦ ૧૧ એવી રીતે મારો અવતાર ત્રીજો, પાપે પુરો થાયજી; પાપે પુરો થાય મારૂં, હેતે હેવાતણ જાયરે સુ૦ ૧૨

વિશ્રામ–ત્રીજો જન્મ પુરો થયો, સાંભળ મારી માતરે; વદે મગન ઓત્રા કહે, ચોથા જન્મની વાત રે. ૧૩

## કડવું ૧૪ મું.—રાગ ઉપરનો.

મારા ચોથા જનમ કેરી વાતરે, સુણ મુજ માવડીરે. ટેક. ચોથા અવતારે અવતર્યા અમો, પશુમાં હરણને હરણીજી; પુર્વની કરણી પુરી કરવા, ફરતાં હતાં વન ધરણી. સુણ૦ ૧ મા એ હરણનો મોહ મને લાગ્યો, ચારો પણ નવ ચરતીજી: વિરહ થકી હું વ્યાકુળી થઇ, પાછળ પાછળ ફરતી. સુણ૦ ૨ ઘડી પલક હું એ વિણ રહું નહિ; એવું મુજ મન હરીયુંજી; પણ પાપી કોઇ પારધી આવી, મરણજ એનું કરયું. સુણ૦ ૩ જ્યારે હરણનું મરણ થયું ત્યારે, મુજને ખોટું લાગ્યુંજી; તેની પાછળ પથ્થરે પટકી, મેં મારૂં તન ત્યાગ્યું. સુણ૦ ૪ એ રીતે મારો અવતાર ચોથો, પાપથી પુરો થાયજી; પાપથી પુરો થાય મારૂં, હેતે હેવાતણ જાય. સુણ૦ ૫

વિશ્રામ–ચોથો જન્મ પુરો થયો, સાંભળ મા મુજ વાત રે; વદે મગન ઓત્રા કહે, પાંચમા જન્મની વાત રે. ૧૪

## કડવું ૧૫ મું—રાગ ઉપરનો.

મારા પાંચમા જન્મની વાતરે, સુણ મુજ માવડીરે. ટેક. પાંચમા અવતારે અવતરીયાં અમો, હોલો હોલી વનમાંજી; ચારો ચરતાં જોડે ફરતાં, હરખાતાં બહુ મનમાં. સુ૦ ૧ સંસાર સુખમાં નહોતાં સમજતાં, પણ બુદ્ધિ મુજ બગડીજી વિરહ પ્રકટયો મુજને તેથી, હું તેને બહુ રગડી. સુ૦ ૨ એણે જાણ્યું મુજ કેડો લીધો, નહીં જંપવા દે આ ભવમાંજી; તે કારણ મુજને તરછોડી, બળી મુવો એક દવમાં. સુ૦ ૩ મારે માટે બળી મુવો એ, મુકી ચાલ્યો માયાજી; તેની

પાછળ એ અગનીમાં, મેં પણ હોમી કાયા. સુ૦ ૪ એ રીતે અવતાર પાંચમો, પાપથી પુરો થાયજી; પાપથી પુરો થાય મારૂં, હેતે હેવાતણુ જાયરે. સુણ૦ ૫

વિશ્રામ–પાંચમો જન્મ પુરો થયો, સાંભળ મારી માત રે; વદે મગન ઓત્રા કહે, છઠા જન્મની વાત રે. ૧૫

## કડવું ૧૬ મું–રાગ ઉપરનો.

મારા છઠા જનમની વાતરે સુણ મુજ માવડીરે. ટેક. છઠા અવતારે અવતરીમા હું વૃક્ષમાં બોરડી નિદાંનજી; દહીત કુળમાં એ અવતરીયો, અહીં દાનવ સંતાનરે. સુ૦ ૧ હેલોચન નિજ નામ હતું તે, વેર પિતાનું લેવાજી; કૃષ્ણને મારવા માટે એગે, કીધી શંકર સેવા. સુ૦ ૨ પ્રસન્ન થઇ તવ શંકર બોલ્યા, માગી લે મન સાથેજી; હેલોચન કહે આપો વરદાન, કૃષ્ણ મરે મુજ હાથે. સુ૦ ૩ શિવ કહે એમ કદી બને નહિ, પણ પેટી એક લાવોજી; મરે એવું તેમાં કરી આપું, તો પછી દાખવો દાવો. સુ૦ ૪ સુણી વચન કર કોવાડો લઇ, આવ્યો વનમાં પાપીજી, સાગ શીશમનાં વૃક્ષો મુકી, હું બોરડી તે કાપી. સુ૦ ૫ લાવી તેની પેટી ઘડાવી, લોઢું દીધું જડાવીજી: શિવ પાસે સરનામું કરાવી, ચાલ્યો માથે ચડાવી. સુ૦ ૬ શંકરનું સરનામું કરેલું, તે કેમ મિથ્યા જાયેજી; પહેલો બેસે જે પેટીમાં, તેનું મૃત્યુ થાયે સુ૦ ૭ કૃષ્ણે તે માટે કપટ કરીને, પહેલો તેને ઘાલ્યોજી; વાર ઘણી થઇ તવ અકળાયો, પ્રાણ પલકમાં ચાલ્યો. સુ૦ ૮ પહેલી એણે મુજને મારી, તે વેર મેં તો લીધુંજી; પુરવ યોગથી પેટી થઇને, મા મેં મૃત્યુ કીધું. સુ૦ ૯ એ રીતે મા અવતાર મારો, પાપથી પુરો થાયજી; પાપથી પુરો થાય મારૂં, હેતે હેવાતણ જાયરે. સુ૦ ૧૦ વિશ્રામ–હેવાતણ એવાં ગયાં, છ છ જન્મની માંય રે: ઓત્રા કહે આ સાતમો, જન્મ અમારો જાય રે. ૧૬

## કડવું ૧૭ મું–રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીત રાયના તન; ઓત્રા કહે છે એ રીતે જો માડી, ગયા છ જન્મ મારા અગાડી. ૧ છેલ્લો સાતમો આ અવતાર, હું તો અવતરી તારી કુમાર; મારો પુરવનો વેરવી જેહ, જાણો સુત સુભદ્રાનો તેહ. ૨ તેણે જનમ જનમ દીધું દુઃખ, કયાંથી આપશે આ ભવે સુખ; માટે વહેલી હું થાઉં વિદાય, તો તો મેળો મને માડી થાય. ૩ જાશે યુદ્ધે જમાત્ર જો તારો, નેરે એકે ઉગરવાનો આરો; એમ કહીને સજ્યા શણગાર, ચાલ્યો ગવાળો બગલ મોઝાર. ૪ ત્યારે સુદ્રષ્ણા કહે કર ઝાલી, છેલ્લું સાંભળી જા મુજ વહાલી; કદી રાજક દૈવક થાય, તો તો આપું હું તેનો ઉપાય. ૫ એક અમર કુંપો છે ઘરમાં, તે તું લેતી જા આ અવસરમાં; મર્ણ પામેલાને તે જીવાડે,

પાતાં કાળને પાછોરે કહાડે ૬ એમ કહીને પટારો ઉઘાડચો, મહીંથી અમર કુંપાને કહાડચો; આપ્યો ઓત્રાના કરમાંહી કોડે, લઇ જા જાળવી જીવની જોડે. ૭ કદી વહાલાનું હોય વિઘન, પાજે પલમાં થશે સજીવન; ઓત્રા તે લઇ થઇ વિદાય, માતા પડી ત્યાં મુરછાની માંય. ૮ એવે પ્રભુજી પહોડચા પાતાળ, પડી પેટમાં તેમને ફાળ; વાત અમર કુંપાની જાણી, ઉઠયા પોતે ત્યાં પુરૂષ પુરાણી. ૯ ચિત્ત ચતુર ગયા ન ચુકી, તરત ઓત્રાને ત્રષા ત્યાં મુકી; ઓત્રા ઊતરી માળેથી હેઠી, પાણીયારામાં તે તોરે પેઠી. ૧૦ કુંપો કરથી હેઠે મુકી દીધો, પ્યાલો પાણીનો પકડી લીધો; પાણી પુરણ પીધું રે ત્યાંય, પ્યાલો ઠાલો મુકયો પછી ત્યાંય. ૧૧ ચાલી ચતુરા કુંપાને ચુકી, એવી ભુલવણી ભુદરે મુકી; આવી સુંદરી સાંઢ અગાડી, રત્ને સાંઢણિ હેઠે બેસાડી. ૧૨ બળે બાળાને ઊચકી લીધી, પાછળ પોતાની બેસાડી દીધી; ઝાલી લગામ પછીથી જયારે, ચાલી સુર સપાટામાં ત્યારે. ૧૩ પોકી દરવાજે ચડી રે ચોટ, કોટ કુદી પડી કહાડી દોટ; એનું બળ અતિશે પ્રકાશે, જાણે પક્ષણિ ઊડી આકાશે. ૧૪ મધ્ય રાત્રી છે અંધારી ઘોર, છતાં છુટી મુકી છે રે દોર; વન વિકટ વસમી વાટય, પળી પલકમાં એ પુર પાટય. ૧૫ એવે ઓત્રાને સ્મૃતિ રે આવી, સાંઢ રસ્તામાં ઊભી રખાવી; બોલી રત્નાની સાથે ત્યાં વાણિ, બંને પાંપણમાં ભરી પાણિ. ૧૬ મારા વીરા હું ફાળમાં ફુલી, આવી અમર કુંપાને ભુલી; મુકયો છે પાણિયારામાં એહ, એમાં જરા નથી સદેહ. ૧૭ માટે ભાઇ તમે પાછા જાઓ, કુંપો અમ્મરનો લઇ આવો; તો તેં જાળવ્યું જીવન મારૂં, ભલું કરશે પ્રભુ તમારૂં. ૧૮ સુણિ રત્નાને થયો ઊચાટ, બેની આવ્યાં આ વેગળી વાટ; હવે શી રીતે પાછું જવાય, જતાં આવતાં વહાણું વહી જાય. ૧૯ વળી કોમળ સાંઢણિ મારી, મરે રસ્તામાં તે તો બીચારી; નથી લાકડા લોઢાની તેહ, એ તો પામર પશુની દેહ. ૨૦ ત્યારે ઓત્રા કહે અમર સાલે, ગયા વિના વીરા નહિ ચાલે; લે આ આપું એકાવળ હાર, તારો ભુલીશ નહીં ઊપકાર. ૨૧ મારૂં સિદ્ધ થશે જો આ કામ, ઘણાં આપીશ તુજને ગામ; દયા એટલી દીલમાં લાવો, દુઃખ વેઠી મારીવતી જાવો. ૨૨ રત્નો કહે કદી જાઉં આ વાર, સાંઢ ઝીલે ના બેઊનો ભાર; તેમ એકલાં અહીં ના રખાય, વન વિકટ વિઘન થાય. ૨૩ વાઘ વરૂ વિગેરેનું જોર, વળી રાત આ અંધારી ઘોર; તમો અબળા એકલાં જાત, મારા મનમાં એ ઉત્પાત. ૨૪ ત્યારે ઓત્રા બોલી ઉઠી ત્યાંય, મને કાળ કદી નહીં ખાય; મારા પાપેથી ધ્રુજે છે ધર્ણ માગું છતાં નથી મારૂં મર્ણ. ૨૫ નથી દૈવ્યનો મુજપર દાવો, મુકી એકલી જરૂર જાઓ; સુણિ રત્નાએ ઊચકી લીધી, એક ઝાડ ઉપર મુકી દીધી ૨૬ વાળી સાંઢણી વેગમાં આવ્યો, માર્ગ વૈરાટ નગરનો આવ્યો;

એવે પડી પ્રભુજીને ફાળ,તર્ત ઊડયા પોઢેલા પાતાળ. ૨૭ પાશે અમ્મર પતિને એજ, તો તો નહીં મરે મારો ભાણેજ; તેથી કામ કપટનું કીધું, એક ઉંદરનું રૂપ લીધું. ૨૮ મુખ કુપાનું નમાવી દીધું, વાંકો વાળી એ અમર પીધું પછી શીશાને ફોડીરે નાંખ્યો, એક કકડો આખો ન રાખ્યો. ૨૯ કરી ચુરો બધો ગળી ગયા, પછી ત્યાંથી અંતરધ્યાન થયા; એવે રત્નો આવ્યો દરબાર, કર્યાં ટૌકા તેણે બે ચાર ૩૦ સુણી સુદ્રષ્ણા આવી તે ઠામ, કહેને વીરા વળી શું છે કામઃ રત્નો કહે બાઇ કુપોરે જેહ, ભુલી ગઇ પુત્રી તમારી તેહ. ૩૧ પેલા પાણીયારા માંહી જાવો, વધુ વાર કર્યા વીના લાવો; ગઈ સુદ્રષ્ણા દોડતી જ્યારે, જોયું પાણીયારામાં ત્યારે. ૩૨ પડયો કુપો ના ત્યાં તો નજરમાં, પછેખોળી વળી બધા ઘરમાં; આવી રત્નાને કીધુ રે ત્યાંય, નથી ભુલી મારા ઘરમાંય ૩૩ વાટે વાલીએ પાડયો હશે, મારી પુત્રીની શી ગતી થશેઃ જારેજા ભાઇ તને ધીક્કાર, મુકી એકલી મારી કુમાર. ૩૪ વન આઘોર અંધારી રાત, કરશે વાઘ વરૂ એની ઘાત; છળી છળીને મરશે બીચારી, વીરા વાત એ તેં ના વીચારી. ૩૫ સુણી રત્નો ત્યાં પંથેરે પળીયો, જઈ ઝપાટે ઓત્રાને મળીયોઃ ઝટ ઓત્રાને ઝાડેથી લીધી, સાંઢ ઉપર બેસાડી દીધી. ૩૬ ઓત્રા કહે છે કુપો ભાઇ આપો, વળી વેગમાં પંથને કાપો; ત્યારે રત્નો કહે છે બાઈ સુણો, ઘરનો ખોળી જોયો ખુણે ખુણો. ૩૭ કોઇ સ્થળે કુપો નવ જડીયો, સુણી ઓત્રાને ધ્રાસકો પડીયો; જાજા વીરા ગયો નથી ઘેર, તેં તો કીધી પ્રપંચની પેર. ૩૮ રત્નો કહે છે લે બાઇ તારો હાર, પછી પ્રપંચ કીયે પ્રકાર; થાય ખાત્રી ગયાની જ્યારે, હાર આપજે મુજને ત્યારે. ૩૯ ઓત્રા કહે તેતો આપ્યોરે તમને, હવે વહેલી પોચાડી દયો અમને; તવ સાંઢ થકી પુરપાટ, થયો કૃષ્ણના મનમાં ઉચાટ. ૪૦ રાંડ સાંઢણી જુલમી જણાય, મળશે યુધ્ધે જાતાં પહેલી ત્યાંય; અભિમન્યુ જો દેખશે નાર, નહી નીકળે તંબુની બહાર. ૪૧ માટે રોકુ રાણીને વન, કહાડુ તંબુથી પારથ તન; એવું ધારી પોતે નંદલાલો, પડયા રસ્તામાં થઇ વજ્ર ભાલો. ૪૨ પગે પેસવા આગળ આવે, તકે સાંઢણી દાવ ચુકાવે; એમ કરતાં તો ચોટ ચુકાવી, ભાલો પેઠો એ પગમાં આવી. ૪૩ પડી સાંઢણી ભોમીની માંય, પડયો રત્નો ને ઓત્રા બે ત્યાંય; રત્ને જાણ્યું કે સાંઢણી ભાગી, મારી પાપ તણી રેખા જાગી ૪૪ ઓત્રા કહે છે નથી પાપ તારૂ, વીરા નડયું આ કર્મજ મારૂ; મારા પાપના છાંટારે પડીયા, ભાઈ ભેગા એ તુજને નડીયા. ;૪૫ રત્ને ઉઠીને જોયુરે જ્યારે, ભાલો પગમાં દીઠો તે વારે; ઝાલી ખેંચવા લાગ્યો તે ભાલો, નથી નીકળતો નંદલાલો. ૪૬ એમ રાણી રોકી રણ માંય, હવે નીરદય ભોમીમાં શું થાય; જાગે તંબુમાં પુત્રને માત, અતિ સુભદ્રાને ઉતપાત. ૪૭ વિશ્રામ—સુભદ્રા

ઉતપાતમાં, આવી પાછી થાયરે; વ્યાસ મગન વાણી વદે, સુણો જન શ્રોતાયરે.

## કડવું ૧૮ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચકાવાનો મહીમાય. ૧ સુભદ્રા ઉતપાત કરે હજુ, ઓત્રા આવી નહીં કેમ; તંબુની ઉપર ચઢીને તે તો, જોવા લાગી આમ તેમ ૨ નજરે ત્યાં કોઇ નવ દેખાયું, ત્યારે પડી બહુ ફાળ; મધ્ય નીશા સમે નકી સુદ્રષ્ણા, નહી મોકલે એની બાળ. ૩ જારે જા ભુંડી સુદ્રષ્ણા તને, કેમ નથી કઇ વીચાર; આવા સમયમાં રોકી રાખવી, ૮ વરે તારી કુમાર. ૪ જારે જા ભુંડા રાયકા તેં પણ, વેર કે દહાડાનું વાળ્યું; ગયો ત્યાં ને ત્યાં તું રહ્યો હજુ, મારા સામું નવ ભાળ્યું. ૫ અરેરે ભુંડી માંઢણી તું પણ, દીલ દયા નવ લાવી; વાલી એવું શું વીઘન આવ્યું, હજુ સુધી નવ આવી. ૬ એ પ્રમાણે અનેક જાતના, ઉરમાં કરતી વીચાર; ચારે બાજુની ચીંતામાં ચાલે, આંખમાં આંસુની ધાર. ૭ પછી તંબુથી ઉતરી હેઠી આવી એ પુત્રની પાસ; સેવામાં બેઠેલો પુત્રને દેખી, નાંખે ઘણા નીસવાસ. ૮ દીકરા આ શું કરે કહી, દીવાને રાણો કીધો; ભણતો હતો પાઠ કોઠા યુદ્ધનો તે માતાએ ખેંચી લીધો ૯ અભેમન્યુ કહે માતા મારી, શીદ વીતાડે છે આમ; કોઠા યુદ્ધ મને આવડે છે, નથી એ પાઠનું કામ. ૧૦ એમ કહી સેવા આટોપી ઉઠયો. પારથ કેરો કુમાર; પ્રેમવડે પરસાદ જમી પછી, આવ્યો તંબુની બહાર. ૧૧ સેવકો બોલાવી સુચના આપી, સેન્યા કરોને તૈયાર; રથ લાવી અહીં ઉભો રાખો, હવે ન કરશો વાર. ૧૨ એમ કહી પછી અંદર આવી, શણગાર સજવા બેઠો; ભાથો ઉંચો ભરાવેલો તેને, તરત ત્યાં ઉતાર્યો હેઠો. ૧૩ ત્યારે સુભદ્રા શણગાર શસ્ત્રો ખેંચી લે છે વારા ફરતી; બાઝી પડે છે પુત્રની કોટે, આંખમાં આંસુડાં ભરતી. ૧૪ અરેરે દીકરા લાડકવાયા, કરવા બેઠો તું કેવું; કોટાનકોટી ઉપાય કર પણ, યુદ્ધે જાવા નહી દેવું. ૧૫ દીસ છે તો કારમા કોઠા, કપટી લોકે કરેલા; કૌરવ આદી અડગ યોદ્ધા, દુષ્ટ એ દંશ ભરેલા. ૧૬ યુદ્ધમાં એકલો કેમ જાવા દેઉં બાપ નથી તારો ઘેર; વસમા વેરી છે ઝાઝા ઝેરીલા, મારી નાંખે તને ઠેર. ૧૭ મુવા કેડે તારો બાપ માગે તો, કોનો હું આપું કુમાર; વળી બીચારી ઓત્રા નારી, છુટી પડે અવતાર. ૧૮ પતિ વીનાની પ્રેમદા જેવી, પુત્ર વીના તેવી માત; ફળ વીના તરૂવર ન શોભે, વીરા વિચારી જો વાત. ૧૯ પુત્ર વીનાનાં માત પીતાની, લક્ષમી લુંટાઇ જાય; પુત્ર વીનાનાં શમશાન સુનાં, બળે એ માત પીતાય. ૨૦ પુત્ર વીના કાંટો વાડનો વેરી, ભોમી ઝીલે નહી ભાર; પુત્ર વિના કદી માત પીતાનો, થાય નહીં ઉધાર ૨૧ પુત્ર વિનાની માતાને માથે, સોકયનું આવે સાલ; પુત્ર

વીનાની માતાનો જગમાં, કોઈ ગણે નહી માલ. ૨૨ પુત્ર વીનાની માતાને પતી સમજે શત્રુ સમાન; પુત્ર વીનાની માતાનું કદી, કોઇ ન રાખે માન. ૨૩ પુત્ર વીનાનાં માત પીતાનું, સુખ જુવે ના કો હેણુ; પુત્ર વીનાનાં માત પીતાને, વાંઝીયાં કહી મારે મેણું. ૨૪ માટે એ મારા લાડકવાયા, યુદ્ધની જાવા દયો વાત; ઘણા દહાડા યુદ્ધ કરજો આગળ, આજ મુકો ઉતપાત. ૨૫ ત્યારે અભેમન્યુ કહેવા લાગ્યો, સાંભળને મારી માડી; મરણ થયે સાચી ન માનું, વાતો એ અવળી આડી. ૨૬ ઉલટાં કાયર વચ્ચનો કહી મારૂં, કેમ તજાવે તું કર્મ; જાણતી નથી તું હજુ સુધી, શું છે ક્ષત્રાણીનો ધર્મ. ૨૭ રણસગ્રામે સાવધ થાતાં, શોક કદી નવ કરવો; ખામી લાગે એ ક્ષત્રીવટમાં, હરખને નવ હરવો. ૨૮ ખરેખરી જે ક્ષત્રાણી તે તો, લાજ કદી નવ લોપે; પુત્ર પતિનો પ્રેમ ન રાખે, રણની માળા આરોપે ૨૯ નાનાં મોટાં સૌ ક્ષત્રાણીનાં, સરખાં બાળ ગણાય; ગમે તેવો હોય ક્ષત્રીનો પુત્ર રોકયો ના રહે રણમાંય. ૩૦ કુંતા માતા જેવી ધીરજ ધારી, માતા આપો આજ્ઞાય; રોકયો હવે નથી રહેવાનો હું તો, થનાર હોય તે થાય. ૩૧ સુણી સુભદ્રા થરથર ધ્રુજી, વેશ થયો વીકરાળ; બાઝી પડી રડી કહેવા લાગી, યુદ્ધે જવું નથી બાળ. ૩૨ વિશ્રામ–યુદ્ધે બાળ જવું નથી, સાંભળ મારી વાતરે; વ્યાસ મગન વાણી વદે, કરગરી કહે છે માત રે. ૧૯

## કડવું ૧૯ મું.—રાગ અગમ ઉદાશી.

તું તો યુદ્ધે ના જઇશ મારા બાળ રે, મને પડી છે પેટડીયામાં ફાળ રે; તારા પીતા ગયા છે પાતાળ રે. જોડે મામા ગયા છે ગોપાળ રે; તારૂં કોણ થશે ત્યાં રખવાળ રે, તારે માથે ભમે છે બેટા કાળ રે. દીકરા માન્યને, મારૂં માન્યને. ટેક. સાખી–સુભદ્રા શીશ કુટતી, આંખે આંસુ જાય; દશ દિશા સુજે નહિ, બધી ધરતી તેને તો ખાવા ધાય રે. તું તો૦ ૧ માતા કહે મુજ દીકરા, સાંભળ મારી વાત; તાત નથી ઘેર તાહરા, તેં તો આ શો માંડયો ઉતપાત રે. તું તો૦ ૨ આ શો ઉદ્યમ લડવા તણો, હેઠાં મુકય હથીયાર; ઓથ વિનાનો એકલો, નહિ જાવા દેઉં તંબુની બ્હાર રે. તું તો૦ ૩ બીડુ શીદ મુખમાં ધર્યું, શીદ પહેરી રણમાળ; રાણા રણમાં નહીં મોકલું, નહીં તો જા તું કરીને મારો કાળ રે. તું તો૦ ૪ દીકરા દુઃખ બહુ વેઠીને, મોટા કીધો આજ; દાઝ નથી એ આવતી, મારી લેવા બેઠો તું છેવટ લાજ રે. તું તો૦ ૫ કોઠા કપટ કરી રચ્યા, માન્ય ખરી મુજ વાત; કૃતઘ્ની એ કોરવો, તે તો કરશે કોઠામાં તારી ઘાતરે. તું તો૦ ૬ પરણી આવ્યો પાધરો, નારી ન મળે સાથ; આંણે પણ આવી નથી, હજુ કાંકણ દોરા છે એના હાથ રે તું તો૦ ૭ ડરીએ દેખી તુજને, ન મળે બીજો બાળ; વૃદ્ધપણામાં વીરલા, કોણ લેશે અમારી સંભાળ રે. તું

તો૦ ૮ કાયા થરથર ધ્રુજશે, અટકીજ પડશે અંગ; આંખે થઇશું આંધળાં, કોણ સાચવશે અમારા એ ઢંગ રે. તું તો૦ ૯ માથે કળકળે કાગડા, શબ્દો કરે શીયાળ; ફરકે છે અંગ માહરૂં, દીઠા સ્વપ્નમાં વસમા મેં તો વ્યાળ રે. તું તો૦ ૧૦ સુખ સાગર સુકાઇ જશે, થશે ડુંગર સમ દુઃખ; હું તો અભાગ્યણી પાપણી, કયારે દેખીશ કોમળ તારૂં મુખ રે. તું તો૦ ૧૧ દીકરા દીન વાંકો દીસે, દવ લાગ્યો દો દીશ; તુજ વીણ ઓત્રા દેખતાં, હું તો ભવોભવ ઉભી બળીશ રે. તું તો૦ ૧૨ લુંટાશો મુજ લાડકા, ઘેરાશો ગઢ માંય; માટે માનો માહરૂં, હું તો માતા પડું છું તારે પાય રે. તું તો૦ ૧૩

વિશ્રામ—માતા હું પાયે પડું, માનો મુજ સંતાન રે; કહે મગન પછી તે પળે, બોલ્યો અભિમાન રે. ૧૯

## કડવું ૨૦ મું—રાગ ઉપરનો.

તું તો સાંભળ મારી માત રે, આમ શીદ કરે છે ઉતપાત રે; નથી રણમાં થાવાની મારી ઘાત રે, થા તું સાવધ સાંભળ મારી વાતરે; હું તો યુદ્ધે જાવાનો પરભાત રે, નથી રોકયો રહેવાનો એક રાત રે. રૂદન શીદ કરો, આંસુ શીદ ભરો. ટેક. સાખી—કુંવર કહે છે માવડી, શીદ કરો છો શોક; રોકી મુજને રાખવો, એ તો આશા બધી છે તારી ફોક રે. તું તો૦ ૧ સાંભળ જનેતા માહરી, મુકી દે પરીતાપ; બીડુ બાતલ થાય તો, મને બ્રહ્મહત્યાદિક પાપ રે. તું તો૦ ૨ પ્રગટે રવી કદી પશ્ચિમે, પાવક શીતળ થાય; ચંદ્ર ચળે કહિ કો સમે, મારૂં મિથ્યા વચન નહીં જાય રે. તું તો૦ ૩ એક વચનને કારણે, રામ ગયા વનવાસ; પાંડવ પણ તેવા પળ્યા, કેમ હું કરૂં વચન વિનાશ રે. તું તો૦ ૪ બાપ નામ બોળાય, મા લાજેજ તારી કુખ; કલંક લાગે કુળમાં; મારૂં કાળું કોઈ જુવે નહીં મુખ રે. તું તો૦ ૫ માતા જ્ઞાન મને થયું, બળતો બોલ્યુ બાળ; મામા મુજ કેડે પડયા, તે તો કરવા ધારે છે મારો કાળ રે. તું તો૦ ૬ એક વાર આવું જો જીવતો, લાવેજ મારો ઇશ; દ્વારીકાં પહેલી ઉજડ કરૂં, છેદું કપટી કૃષ્ણ મામાનું શીશરે. તું તો૦ ૭ માતા પીતા તરછેડીને, બની ગયો હું બ્હોત; સંસાર લા'વો છોડીને, આખર આવ્યું છે માડી મારૂં મોત રે. તું તો૦ ૮ બદલો મેં વાળ્યો નથી, ઘણી કરાવી વેઠ; પણ મા મન એમ વાળજો, જાણે પુત્ર તો આવ્યો નથી પેટ રે. તું તો૦ ૯ પીતા મુજ પાતાળથી, આવે જ્યારે આમ; રાજક દીપક મુજ હોય તો, મારા પીતાને કહેજો પરણામ રે તું તો૦ ૧૦ મા મુજ મૃત્યુ થાય તો વિપ્રને તેડજો દ્વાર; જુગતે કરી જમાડજો, મારાં આપજો વસ્ત્ર શણગાર રે. તું તો૦ ૧૧ વસ્ત્ર શણગાર ને સોગટાં, કરજો નાના વિપ્રને દાન; દુધ પાણી નેવે મુકજો, છેલ્લે વિનંતિ કરૂં છું અભિમાન રે. તું

તો૦ ૧૨ રાણીને ઘેર રાખજો, પીયર પલક નવ જાય; કોડે કીરતી મેળવું, જેના વ્યાસ મગન ગુણ ગાય રે. તું તો૦ ૧૩ વિશ્રામ–એવી વાણી ઉચર્યો, પડીયો માને પાય રે; વ્યાસ મગન કહે તે સમે, રડતી સુભદ્રાય રે ૨૦

## કડવું ૨૧ મું–રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીત રાયના તન; માતા રડતી ત્યાં તો અતિશે, છાતી માથાં કુટે દાંત પીશે. ૧ ત્યારે રડવા લાગ્યો કુમાર, નીર નેત્રે વહે છે ચોધાર; એમ સામા સામી બેઉ રડીયાં, એક એકને બાઝી ત્યાં પડીયાં. ૨ એવો થયો જ્યારે ઉતપાત. જાણી દ્રૌપદી કુંતાએ વાત; ધાઇ દ્રૌપદી કુંતા બે આવ્યાં, પુત્ર માતા ત્યાં તો છોડાવ્યાં. ૩ કુંતા કહે છે ઓ વહુજી વિચારો, છે એ હઠીલો છોકરો તારો; તેને સમજાવે શું કરવાને કહ્યું બ્રહ્માનું નહીં એ માને.૪ખરો છે એ શુરાનો સંતાન, જાશે યુદ્ધમાં એ તો નીદાન; મિથ્યા રોકી રાખે છે શું કરવા, સુખે જવા દે યુદ્ધજ કરવા. ૫ હોય ક્ષત્રીનો જેહ કુમાર, તેને યુદ્ધનો છે અધિકાર; પછી યુદ્ધમાં એ તો રે જાશે, કેમ તારાથી રોકી રખાશે. ૬ ત્યારે સુભદ્રા બોલી વચન સુણો સાસુ એ નાનો છે તન; ઓથ વિનાનો એકલો જાય, કાળ કોડામાં તેનો રે થાય ૭ એનું મોત કદી નવ થાય, તો તો તર્ત કરૂં હું વિદાય; સુણી કુંતાજી કહે છે રે બાઇ, એક વારતા યાદમાં આઇ. ૮ લાવો સુતરના તાર સાત, તેને મંતરૂં હું મારી જાત; તે તો બાંધુ હું બાળના હાથે, કદી મરણ આવે ન માથે. ૯ કરૂં અમર રાખડી એવી, મને જાણીશ નહીં જેવી તેવી; બાંધુ રક્ષા એ રક્ષણ થાવા; પછી લો એને યુદ્ધે જાવા. ૧૦ આવે યુદ્ધમાં બ્રહ્મા ને શેશ, ભલે આવે જો વિષ્ણુ મહેશ; કદી આવે એના સામો કાળ, એનો વાંકો ના થઇ શકે વાળ. ૧૧ સૌને જીતે એવો કરૂં બાળ, મુકું રામ તણું રખવાળ; પછી છોને એ યુદ્ધમાં જાય, જોઉં મૃત્યુ એનુ કેવું થાય. ૧૨ બોલી દ્રૌપદી નથી રે કાચું, બાઈ સાસુ કહે બધું સાચું; સાસુ કહે છે એ કરશો ઉપાય, તો પુત્રનુ મૃત્યુ નહીં થાય. ૧૩ સુણી સુભદ્રા જાતો રે જાત, લાવી સુતરના તાર સાત; આપ્યા સાસુના હાથમાં જ્યારે; અભેમન્યુનેબોલાવ્યો ત્યારે. ૧૪ કુંતા કહે છે બેટા સુણો વાત, ટાળો મારો તમે ઉતપાત, મને આપોને એક વચન, માગું એટલું હું મારા તન. ૧૫ અભેમન્યુ કહે વચન આપું વિના યુદ્ધની વારતા થાપું; માતા કહે ભલે યુદ્ધમાં જાવો, નથી એ વિષે અમારો દાવો. ૧૬ છે આ સુતરના સાત તાર, કરે બાંધવા લોને કુમાર; તારી માતાનુ મન મનાવા બાંધું રક્ષા એ રક્ષણ થાવા ૧૭ અભેમન્યુ કહે ભલેને બાંધો, મારે એથી નથી કાંઇ વાંધો; કુંતા કહે બાંધુ બેટા હું કોડે

તેને જાળવજો જીવ જોડે. ૧૮ જો જો ભુલતા વચન મારૂં, નહીં તો થાશે ત્યાં મૃત્યુ તમારૂં; એમ કહી તાર ભેગા ત્યાં કીધા, માતા કુંતાએ આંબળા દીધા. ૧૯ તેનો દોરો બનાવ્યો છે એક ગાંઠયો વાળવા માંડી વિવેક; માંડયા મંત્ર ત્યાં મુખે ઉચરવા, ધારી રાખડી અમર કરવા. ૨૦ સતિ નારી શીરોમણી કહાવે, કોડે કાળને પાછો હઠાવે; સતિ નારી ધ્રુજાવે રે ધરણ, પાછું વાળે પલકમાં મરણ. ૨૧ સતિ નારીથી દેવજ ડોલે, કોઇ નહીં સતિ નારીના તોલે; તારા મંડળ સતિ નારી તોડે પ્રભુ સરખા તેને કર જોડે. ૨૨ એવાં સતિ કુંતાજી કહેવાય, કરે અમર રાખડી ત્યાંય; તે તો રાખડી જે કો સાંભળશે, તેનાં પાપ પલકમાં ટળશે. ૨૩ સુણી દાન કરે જન જેહ, કદી કષ્ટ ના પામે તે દેહ; માતા મંત્ર ભણે છે તે વારે, શાં શાં વચન મુખે ઉચારે. ૨૪ વિશ્રામ—શાં શાં વચન મુખ ઉચરે, કુંતા માતા ત્યાંય રે; વ્યાસ મગન વાણી વદે, સુણો જન શ્રોતાય રે. ૨૫

## કડવું ૨૨ મું—રાગ પુનમ ચાંદનીનો.

કુંતા અભેમન્યુને બાંધે અમર રાખડીરે, દીકરા દુશ્મન ડરશે દેખી તારી આંખડીરે. ઝુલ—તું તો યુદ્ધે જા મમ બાળ, કરવા કોડે કોરવ કાળ; દેજ્યો સીંહ તણી ત્યાં ફાળ, તારે રામ તણું રખવાળ. ટેક. સાખી—સાત આઠ ને નવ દશાં, વળી અગીયારને બાર; એટલાં તુજ રક્ષા કરે, દીનમાં દશ દશ વાર. દીકરા પહેલે કોઠે કોણ આવી ઉભા હશેરે. દીકરા પહેલે કોઠે દ્રોણ આવી ઉભા હશેરે. ઝુલ—પહેલે કોઠે ગુરૂ દ્રોણ કહાડી કાળજવરનું બાણ; સામું તર્ત કરી સંધાણ, તેના પલકે લેજો પ્રાણ. કુંતા૦ ૧ સાખી—તેત્રીશ છત્રીશ અડતાળીશાં, ઓગણપચાશ બાવન સાર; એટલાં તુજ રક્ષા કરો, દીનમાં દશ દશ વાર. દીકરા બીજે કોઠે કોણ આવી ઉભા હશેરે, દીકરા બીજે કોઠે કૃપાચાર્ય ઉભા હશેરે. ઝુલ—બીજે કોઠે કૃપાચાર, શુરા સજ કરી હથીયાર; મારા અલબેલા કુમાર, તેનો ત્યાં કરજો સંહાર. કુંતા૦ ૨ સાખી—છપન ચોસઠને બોતરાં, વળી અઠયાશી હજાર; એટલાં તુજ રક્ષા કરો દીનમાં દશ દશ વાર. દીકરા ત્રીજે કોઠે કોણ આવી ઉભા હશેરે. દીકરા ત્રીજે કોઠે અશ્વત્થામા ઉભા હશેરે. ઝુલ—ત્રીજે કોઠે અશ્વત્થામા થાજો એ અમરના સામા; જો જો પડશો નહીં નકામા તેના ત્યાં ઉતરાવો જામા. કુંતા૦ ૩ સાખી—બે જળચરાં બે વનચરાં બન્ને રાજકુમાર એટલાં તુજ રક્ષા કરો, દીનમાં દશ દશ વાર. દીકરા ચોથે કોઠે કોણ આવી ઉભા હશેરે, દીકરા ચોથે કોઠે કરણ આવી ઉભા હશેરે. ઝુલ—ચોથે કોઠે રાજા કર્ણ જેનાથી ધ્રુજે છે ધર્ણ; પણ તું ચતુર ચાંપી ચર્ણ, તેનું તરત કરજો મર્ણ કુંતા૦ ૪ સાખી—કાંણો કટો ને કુબડો, વળી માંકડ ને મનઝાર; એટલાં તુજ

રક્ષા કરો, દીનમાં દશ દશ વાર. દીકરા પાંચમે કોઠે કોણ આવી ઉભા હશે રે, દીકરા પાંચમે કોઠે દુરીયોધન ઊભા હશેરે. ઝુલ-પાંચમે કોઠે કલજુગ અંશ, જેના મનમાં ઝાઝો ડંશ; પણ સૌ શોધીને સારંશ, કહાડો જડામુળથી વંશ. કુંતા૦ ૫ સાખી-જોશી ડોશી ફોશી ને ફાતડો, વળી ભાંડ ડાંડ ભાટ ભરવાડ; એટલાં તુજ રક્ષા કરો, દીનમાં દશ દશ વાર. દીકરા છઠે કોઠે કોણ આવી ઊભા હશેરે, દીકરા છઠે કોઠે શલ્ય આવી ઊભા હશેરે. ઝુલ-છઠે કોઠે રાજા શલ્ય, મામો જનમારાનો મલ્લ; ખાંડી કરે ખોખરૂ ખલ્લ, એવો પીલી નાંખજે પલ્લ. કુંતા૦ ૬ સાખી-રવી કવી શશી શેષ ને નવ લખ, નવસે નવાણું સાર; એટલાં તુજ રક્ષા કરો દીનમાં દશ દશ વાર. દીકરા સાતમે કોઠે કોણ આવી ઉભા હશે રે, દીકરા સાતમે કોઠે જયદ્રથ ત્યાં ઉભા હશેરે. ઝુલ-સાતમે કોઠે જે જયદ્રથ, એ તો સૌ કરતાં સમરથ; સામા લડીને લથાબથ, એનો રણ રઝળાવો રથ. કુંતા૦ ૭ સાખી-કુંતાએ કર ઝાલીને, વાળી વજ્જર ગાંઠ; વ્યાસ મગન કહે કૃષ્ણનો, ડોસીએ વાળ્યો ઠાટ. ડોલ્યા દશ દીગપાળો દો દીશ અવનીપુરમાં રે, ઉંડી પડી ફાળ પાતાળ કૃષ્ણના ઉરમાં રે. ઝુલ-ચેત્યા ચૌદ લોકના ભુપ, ધરીયું બ્રાહ્મણ કેરૂં રૂપ; ઉઠયા ત્યાંથી તેજ સ્વરૂપ, કુંવર જાણી અમર કુપ. કુંતા૦ ૮

રાખડીના અર્થ-ટીકા.

૧ ૭ સમુદ્ર, ૮ કુળ પરવત, ૯ કુળનાગ, ૧૦ દીગપાળ, ૧૧ રૂદ્ર, ૧૨ મેઘ.

૨ ૩૩ કોટી દેવતા, ૩૬ રાગ રાગણી, ૪૮ અગ્ની, ૪૯ વાયુ ૫૨ વીર.

૩ ૫૬ કુળ જાદવ, ૬૪ જોગણી, ૭૨ કોટી દાનવ. ૮૮૦૦૦ ઋષિયો

૪ ૧ મચ્છ; ૨ કચ્છ, ૩ વરાહ, ૪ નરસિંહ, ૫ રામચંદ્ર, ૬ કૃષ્ણ પ્રભુ.

૫ કાણા શુક્રાચાર્ય, કદ્રા ગણપતિ, કુબડા અંજીરા ઋષિ, માંકડ હનુમંત, મંઝાર ઈંદ્ર.

૬ જોશી સહદેવ, ડોશી કુંતા, ફોશી ધર્મ, ફાતડો અર્જુન, ભાંડ નારદ. ડાંડ ભીમસેન, ભાટ સંજય, ભરવાડ કૃષ્ણજી.

૭ રવી સુર્ય, કવી વેદવ્યાસ; શશી ચંદ્રમા, શેશ નાગ, નવલખ તારા; નવસેં નવાણું નદીયો, સાર એટલે પાંચ ભુત.

વિશ્રામ-બાંધી અમર રાખડી, કુંવરના કરમાંય રે; વ્યાસ મગન વાણી વદે, સુણો જન શ્રોતાય રે. ૨૨

## કડવું ૨૩ મું-રાગ આશાવરી.

વૈશંપાયન એવી પેરે બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચકાવાનો મહીમાય. ૧ કુંતા માતાએ રાખડી બાંધી, પુત્ર તણા કર

માંય; યુદ્ધમાં જાવો જીતિને આવો, હાર કદી નવ થાય. ૨ પણ રક્ષાને સાચવી રાખજો, ભુલી જશો ના વચન; અભેમન્યુએ પછી કર જોડીને, કીધું માતાને નમન. ૩ એવે સુભદ્રા તંબુ ઉપર ચડી, જોવા લાગી જ્યારે, ઓત્રાને આવતી દીઠી નહીં, રડી પડી છે તે વારે. ૪ જારે જા ભુંડી કરમ હીણી, હજુ સુધી નવ આવી; એમ કહીને ઉતરી હેઠી, તંબુમાં તે તો સીધાવી. ૫ આવી પુત્રને કહેવા લાગી, ઉભા રહો જરા કુમાર; વાર હવે વધુ નથી થવાની, આવે છે તારી નાર. ૬ તેને મળીને દીકરા મારા, સુખેથી યુદ્ધમાં જાવો; એટલું વચન પાળવા માટે, દયા જરા દીલ લાવો ૭ અભેમન્યુ કહે માતા મારી, બકવા કરો છો શા માટે; નારીનું કામ નથી કાંઇ મારે, યુદ્ધે જવું શીર સાટે. ૮ સુભદ્રા કહે યુદ્ધમાં જાવો, તેનો તો નથી બળાપો; છેવટનું એક વચન માગું છું, તેટલું મુજને આપો. ૯ અભેમન્યુ કહે માતાજી મારાં, લોભનં લક્ષણ ત્યાગો; યુદ્ધથી પાછો વાળવા વિના, ખુશી આવે તે માગો. ૧૦ સુભદ્રાના મનમાં એવું કે, જો જરા કરાવું વાર; એટલામાં એની નારી આવે તો ના નીકળે તંબુ બહાર. ૧૧ સુભદ્રાએ એમ જાણી કહ્યું બેટા નથી બીજો દાવો; જતી વખતે મારા હાથનો, કંસાર જમતા જાવો. ૧૨ અભેમન્યુ કહે અરેરે માતા, એવું શું બોલી વચન જાતા જનને જમવાનું કહેવું, તે તો છે અપશુકન. ૧૩ કુંતા કહે જમવાનું કહ્યું તો, જમ્યા વિના ના જવાય; જમ્યા વિના પછી જવાય તે તો અપશુકન એ થાય ૧૪ માટે તમો અપશુકન ટાળો, ઓરે મારા તન; માતાના હાથનો કંસાર જમીને, કરતા જાઓ શુકન. ૧૫ પછી અભેમન્યુ જમવા બેઠો, માતા બેઠી પુત્ર પાસ; કંસાર પ્રેમથી પીરસ્યો ત્યારે, જમી લીધા પાંચ ગ્રાસ. ૧૬ પછી સેવકોને સુચના આપી, સૈન્યા કરો તૈયાર; એમ કહી પછી સજવા બેઠો, વસ્ત્ર અને શણગાર. ૧૭ હવે કહું કથા કૌરવ સૈન્યની, સુણો શ્રોતા જન; પહોર પાછલી રાત રહી ત્યારે, ઉઠયો દુરીયોધન. ૧૮ દ્રોણ ગુરૂને ઉઠાડી કહે છે, કોઠા કરો તૈયાર; વહાણું વાશે વખત યુદ્ધનો થાશે, કેમ કરો હવે વાર. ૧૯ દ્રોણ ગુરૂ તવ ઊઠીને સ્થંભની ઊત્તર દિશામાં ગયા; સ્વચ્છ જગા જોઇ મોટા મેદાનમાં આવીને ઉભા રહ્યા. ૨૦ પછી મુવેલાં મડદાં મંગાવ્યાં મનુષ્યની તે તો જાત; જગ્યા માપીને હારોહાર ત્યાં ઢગલા કરાવ્યા સાત. ૨૧ પછી અંજલી જળની ભરી હાથમાં મંતરી લીધી; પહેલા શબની ઢગલી ઉપર તેમણે છાંટી દીધી. ૨૨ મંત્રથકી થયો પાશાણ કોઠો જરા ન લાગી વાર; સો શિખર સો ધ્વજા પતાકા તેમાં થયાં સો દ્વાર. ૨૩ બીજી અંજળી મંતરી છાંટી કોઠો વજ્રનો કરીયો; બસો શિખર બસો ધ્વજા બસો દ્વારનો ઠરીયો. ૨૪ ત્રીજી અંજળીથી ત્રીજો કોઠો ત્રાંબાનો કીધો તેહ; ત્રણ ઘણાં દ્વાર શિખર ધ્વજા,

એમાં નહીં સંદેહ. ૨૫ ચોથો કોઠો ચાંદીનો કીધો અંજળી છાંટી જે વારે; ચારસેં શિખર ચારસેં ધ્વજા ચારસેં દ્વાર તે ઠારે. ૨૬ પાંચમો કોઠો મંત્ર વડેથી કનકનો તે તો બનાવ્યો; પાંચસે શિખર પાંચસે ધ્વજા પાંચસે દ્વારે દીપાવ્યો. ૨૭ છઠો કોઠો સપ્ત ધાતુનો, મંત્ર થકી કીધો તેને; છસો શિખર છસો ધ્વજા, છસો દ્વાર છે જેને; મંત્રવડે પછી સાતમો કોઠો, કીધો છાણુ માટીનો; કળા સૌથી તેમાં વધારે, તે કોઠો ખરી આંટીનો. ૨૯ સાતસે શિખર સાતસે ધ્વજા, સાતસે તેનાં દ્વાર; એ પરમાણે સાતે કોઠા, કીધા તે મંત્ર આધાર. ૩૦ પછી નીમેલા યોદ્ધાઓ મારથી, મોખરે મુક્યા તમામ; દ્રોણ ગુરૂ પહેલે કોઠે ઉભા, રાખી બરોબર હામ. ૩૧ અઠાવી હજાર અતીરથી, મ્હારથી યોદ્ધા સાત; સાત કોઠામાં ભરચક ભરીયા, એવે થયું પરભાત. ૩૨ એવે અભેમન્યુ શણગાર સજી, હોંશે લીધાં હથીયાર; માતા વિગેરેને પાયે પડીને, નીકળ્યો તંબુની બહાર. ૩૩ એવામાં સૌ પાંડવ યોદ્ધા, સૈન્યા સાથે પુરપાટ; આવીને ઉભા તંબુ બારણે, જુવે છે પુત્રની વાટ. ૩૪ સેદેવ નીકુળ ભીમને દ્રુપદ, વિરાટ આદી તમામ; અનેક યોદ્ધા અતીરથી ને મ્હારથી ઉભા તે ઠામ. ૩૫ અભેમન્યુ તવ આનંદે આવી, સૈન્યાના અંદર પેઠો; વૃદ્ધ વડીલોને નમન કરીને, રથની ઊપર બેઠો. ૩૬ એટલે સૈન્યમાં સુરા યોદ્ધાએ, દોહશે દીધા ડંકા; જોર ઝપાટે સુર સપાટે, ચાલ્યા ઉછળતા બંકા. ૩૭ અતીરથી ને મહારથી યોદ્ધા, ચાલે જોડાજોડ; હાથી ઘોડા ઉંટ ને ખચ્ચર, કરે છે દોડાદોડ. ૩૮ ગદા લઇ ભીમ જેમ ંગળપર, બેશીને મોખરે મહાલે; રથની સાથે રથ રાખી સૌ, ચાંપ કરીને ચાલે. ૩૯ ગટોરગચ્છ રથ અભેમન્યુનો, હાંકે છે સારથી થઇને; કાકા વિગેરેની હુંફ ઘણી છે, ત્યાં તો અભેમન્યુ ભાઇને. ૪૦ રણતુર આદિ વાવો વાગે, દોહશ વાગે દદામા; પ્રેમ કરીને પાંડવ યોદ્ધા, ચાલ્યા કોઠા સામા. ૪૧ એવામાં તો પ્રભુને પાતાળે, પડી પેટમાં ફાળ; અમર દોરો બાંધી ચડયો એ, યુદ્ધમાં અરજુન બાળ. ૪૨ ડોશીની રક્ષાથી જીવતો રહેશે, મરશે નહિ કો દીશ; અઢાર વર્ષની ઉમર થશે તો, છેદશે મારૂં શીશ. ૪૩ જ્યાં સુધી દોરો ડોશીનો રહેશે, ત્યાં સુધી જીવતો રહેવાનો; જીવતો રહેશે તો ત્રિલોકનો પતિ, નક્કી તે તો થાવાનો. ૪૪ પરાણે કુપાને કબજે લીધો, સાંઢણીનો ઘડયો ઘાટ; ત્યારે અધુરામાં પુરો, ડાસીએ વાળ્યો ડાટ. ૪૫ એવું જાણી દોરો કાઢવા, કામ પ્રભુએ શું કીધું; એક સ્વરૂપ પાતાળે બીજું, બ્રાહ્મણનું રૂપ લીધું. ૪૬ ભગવાન બ્રાહ્મણ રૂપ લઇને, પાતાળેથી પળીયા; પાંડવ સૈન્યા જતું હતું ત્યાં, પૃથ્વી વિષે નીકળીયા. ૪૭ વિશ્રામ—નીકળ્યા નિર્દય ભોમિમાં, ધરી બ્રાહ્મણનું રૂપરે; વ્યાસ મગન વાણી વદે, ચાલ્યા રાખી ચુપ રે. ૨૩

## કડવું ૨૪ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન; સાંભળ પરીક્ષીત રાયના તન; ચાલ્યા ત્યાં ચૌદ લોકના ભુપ, ધર્યું બ્રાહ્મણનું રૂડું રૂપ. ૧ ધોતી ચારે ખેડે પેરી લીધી, પોથી બગલમાં મારી દીધી; દીધી લલાટે ભસ્મ લગાવી, ડાબી ખાંધે તો ઝોળી ભરાવી. ૨ ધોળી પાઘડી બાંધી છે માથે, ઝાલી લીધી છે જેષ્ટિકા હાથે; ધરીયું ગોવીંદે ધરડું રે ગાત્ર, જમણા હાથમાં તુંબીનું પાત્ર. ૩ દાંત પડયા ને ડાચાં તો મળીયાં, મોઢે માથે ઉગ્યાં છે પળીયાં; વૃદ્ધ માટે આંખે નવ સુજે, લટકે ચામડી થરથર ધ્રુજે. ૪ નીચા વળીને રસ્તો રે જુવે, બંને નાસિકાએ પાણી ચુવે; ભોમિ પડતા આખડતા રે જાય, મુખે અર્જુન ઉચ્ચાર થાય. ૫ પેઠા પાંડવના સૈન્યમાં જ્યારે, યોદ્ધા પુછવા લાગ્યા તે વારે; જાવું છે કયાં કહો મહારાજ, અહીંયાં કોનું છે તમારે કાજ. ૬ પ્રભુ કહે જાવું અરજુન પાસે, આવ્યો એને હું મળવાને આશે; મારો બાળપણાનો છે મિત્ર, એવો પારથ પુન્ય પવિત્ર. ૭ હોય અહીંયાં તો મુજને બતાવો, એની દયા દીલે કાંઇ લાવો; ત્યારે યોદ્ધાઓ બોલ્યા વચન, નથી અહીંયાં એ તો અર્જુન. ૮ ગયા કાલના તે તો પાતાળ, હાલ એમના છે અહીંયાં બાળ, પ્રભુ કહે છે કયાં તે બતાવો, અને એની પાસે લઇ જાઓ. ૯ જો એ અરજુન સુતને મળાશે, મિત્ર મળ્યા બરોબર થાશે; ત્યારે યોદ્ધાઓ હેતજ લાવ્યા, તેડી અભેમન્યુ પાસે આવ્યા. ૧૦ વિપ્ર દેખીને અર્જુન બાળે, પગે લાગ્યો તે તો તતકાળ; પુછયું પધારવું થયું કેમ, ટાળો તમે તે તો મારો વહેમ. ૧૧ વદ્યા વળતા વિપ્ર એ વાત, થાય મારો સ્નેહી તમ તાત; તેને મળવા આવ્યો હું આંહી, પણ તે તો છે પાતાળ માંહી. ૧૨ એવી આમણે કહી મને વાણી, વળી વાત તમારી મેં જાણી; મારા મિત્રના તમો કુમાર, દેખી આનંદ પામ્યો અપાર. ૧૩ બેની કાન્તિ બરોબર કહાવે, ચેહેરો મુખનો મળતો આવે; કરૂં વખાણ વાત શું ઝાઝી, તમને દેખી થયો બહુ રાજી. ૧૪ ભાઇ શું છે તમારૂં રે નામ, વળી શીદ જશો તમો આમ; કેમ લીધું આ સૈન્યા અપાર, હીંડે પાછળ હાર કતાર. ૧૫ તે તો માંડી કહો મને વાત, ધન્ય ધન્ય ઓ મારા ભ્રાત; અભેમન્યુ વદ્યો તવ વાણી, કહે છે સાંભળો પુરૂષ પુરાણી. ૧૬ મારૂં અભેમન્યુ એવું નામ, જાવું કરવા યુદ્ધનું કામ; કોઠા કૌરવે સાત રચ્યા છે, અમ પાછળ પાપી મચ્યા છે. ૧૭ માટે કોઠામાં લડવા જાવું, હું તો હમણાં જીતીને આવું; પ્રભુ કહે ધન્ય તારી રે હામ, નક્કી રાખીશ બાપનું નામ. ૧૮ દેખું બાળક બળ અતિશે, તારા બાપના જેવો તું દીસે; ધન્ય ધન્ય તારો અવતાર, ખરો ક્ષત્રી તું મિત્ર કુમાર. ૧૯ એમ કહી હાથ અંગે ફેરવીયો, દોરો ડોસીનો કર ત્યાં ઠેરવીયો; દોરો ઝાલી બોલ્યા જુદા ભાવ,

ભાઇ શું તને આવે છે તાવ. ૨૦ સાચું કહે ભાઇ દોરો છે શાનો, મને વહેમ પડે છે માંદાનો; અભેમન્યુ કહે શરીર સારૂં, દીસે ધારવું જુઠું તમારૂં. ૨૧ તાવ મારા શત્રુને રે આવે, એવું કહેશો નહિ મને હાવે; દોરો તાવનો તે ના કહેવાય, રૂડી રાખડી તે તો મનાય. ૨૨ મારૂં રક્ષણ થાવાને કાજ, બાંધી રક્ષા કુંતાજીએ આજ; સુણી બ્રાહ્મણે મુખ બગાડયું, ખોટું લાગ્યું એવું ત્યાં દેખાડયું. ૨૩ દેખી પુત્રને પડીયો વહેમ, મોઢું મહારાજા બગાડયું કેમ; પ્રભુ કહે છે જવા દે એ વાત, ન હોય ક્ષત્રી તણી તારી જાત. ૨૪ ન હોય અર્જુનજીનો કુમાર, ધિક ધિક તારો અવતાર; તારૂં બળ મેં જાણી રે લીધું, તેં તો બાપને લાંચ્છન દીધું. ૨૫ હોય વાઘને નહિ વળાવું, દોરો દેખીને હું તો દુભાવું; તું તો જીતીશ આપો રે આપ, જીત્યો સૌ કહેશે દોરા પ્રતાપ. ૨૬ કામ કોઠામાં તારાથી થાશે, દોરો ડોસીનો જશ લઇ જાશે; વળી અપશુકન કહેવાય, રાંડેલીનો દોરો ના બંધાય. ૨૭ મારા મિત્રનો પુત્ર તું થઉં છું, માટે તેથી તને ખરૂં કહું છું; અભેમન્યુને ઉતરી વાત, સાચું માન્યું તેણે ખરેખાત. ૨૮ મારા બળેથી હું જીતવાનો, જશ લેશે દોરો ડોસીમાનો; મારી મહેનત મિથ્યા થવાની, જશ દોરાથી ડોસી લેવાની. ૨૯ એવો દોરો બાંધ્યાથી શું થાય, વાત ધ્યાનમાં લીધી એ ત્યાંય; ખરેખરૂં આ બ્રાહ્મણ ભાખ્યો, દોરો ઝાલી તેણે તોડી નાખ્યો. ૩૦ તાર તેમાંથી એક ઉછળીયો, ગોરમચ્છના ખોળામાં પડીયો; તેણે અજાણે તાર તે લીધો, ઝાલી હાથમાં આંબળો દીધો. ૩૧ અભેમન્યુનું ધનુષ્ય જેહ, તેની પણચાએ બાંધ્યો તેહ; તેનું કારણ તો નહિ કાંઇ, ગયો સ્હેજ સ્વભાવે બંધાઇ. ૩૨ બીજો આખો દોરો જે કહેવાય, જઈ પડયો તે ભોમીની માંય; પગવડે પ્રભુએ તે લીધો, છાનો મુખમાં મુકી દીધો. ૩૩ ગળી ગયા દોરો દીનાનાથ, પછી બોલ્યા અભેમન્યુ સાથ; ભાઇ સુખે હવે તમો જાવો, સામા શત્રુને બળ બતાવો. ૩૪ થશે કીરતિ તેમાં તમારી, એ છે આશિષ આજ અમારી; હવે આપો ભાઇ રજા અમોને, વળી કોઇ દીન મળશું તમોને. ૩૫ એમ કહીને થયા તે વિદાય, અભેમન્યુ બેઠો રથમાંય; લીધું ધનુષ્ય હાથમાં જ્યારે દીધા દોદશ ડંકા તે વારે. ૩૬ રથ હાંકયો એ ભીમકુમાર હીંડયું સૈન્ય ત્યાં હાર કતાર; એ કથા તો અહીંથી રહી છે, પેલી શાંઢની શી ગતિ થઈ છે. ૩૭ ભાલો પેઠો છે પગની માંય, રત્ને કાઢવા કીધો ઉપાય; સાંઢણી પગે બે પગ દઇને, ભાલો ખેંચી કાઢયો ધીમે રહીને. ૩૮ છુટી રૂધિરની બહુ ધાર, સાંઢ ધ્રુજવા લાગી અપાર; રત્ને તેલનો કાકડો કીધો, તર્ત છીદ્રમાં તે ઘાલી દીધો. ૩૯ પેલ મુકી પાટા તાણી બાંધ્યો, પછી રૂપાં માતાને આરાધ્યો; થઈ સાંઢણી ઉભી તે વારે, આવી હિંમત રત્નાને ત્યારે. ૪૦ પગ પરાણે ધરતીમાં ધરતી, ધીમે ધીમે

એ પગલાં ભરતી; પછી કરવા લાગી થેઇકાર, ત્યારે રત્નો થયો તૈયાર. ૪૧ સાંઢ બેસાડી બેઠાં બે સાથે, લીધી લગામ રત્નાએ હાથે; દયા ઓત્રાની દીલમાં ધારી, સાંઢ હોંકારાથી હલકારી. ૪૨ હવે ત્યાં તો થયું છે પ્રભાત, કરવા લાગી ઓત્રા ઉતપાત; રત્ના યુદ્ધે પતિ ચઢયો હશે, મારી હવે તો શી ગતિ થશે. ૪૩ રત્નો કહે બહેની રોકાયાં વનમાં, મારી હોંશ રહી મારા મનમાં; હવે થનાર હોય તે થાય, મારો એમાં ના ચાલે ઉપાય. ૪૪ એમ વાત કરે છે તે વારે, આવ્યા નિરદય ભોમિમાં ત્યારે; દીઠું રત્નાએ સૈન્ય તમામ, મુકી મુળથી તેણે તો હામ. ૪૪ દેખી ઓત્રા તો સૈન્ય અપાર, ધાર્યું યુદ્ધે ચડયા ભરથાર; એવું જાણી ઓત્રા થઇ ઘેલી, લાગી રત્નાને પુછવા પે'લી. ૪૬ વીરા સાચે સાચી કહેજે વાત, કોણ યુદ્ધે ચડયું પરભાત. ૪૭ વિશ્રામ—રાયકા કોણ યુદ્ધે ચડયું, આ તો થતાં પ્રભાત રે; વ્યાસ મગન વાણી વદે, ઓત્રા પુછતી વાત રે. ૨૪

## કડવું ૨૫ મું—રાગ મેવાડો.

ઓત્રા વાણી ઓચરી, સુણો રાયકારે; સામું સૈન્ય આ કોનું દેખાય, રતના રાયકારે. સોનેરી રથ છે શોભતો સુણો૦ તેમાં બેઠો છે કોણ એ રાય; રતના૦ સુર્ય જેવું જેનું મુખ છે, સુણો૦ જાણે ઉગ્યો એ તો બીજો ભાણ. રતના૦ ૧ કોનો કુંવર જતો હશે, સુણો૦ એવો ધોળી ધજાવાળો કોણ. રતના૦ ૨ રૂપે રતિના પતિ સમો, સુણો૦ દીસે કંચન સમાણી કાય; રતના૦ સૈન્યા સકળ સાથે લીધું, સુણો૦ ફ્રીયા શત્રુને મારવા ધાય. રતના૦ ૩ સીંહ સમો એ શુરો દીસે, સુણો૦ બાંધે ભાથો હાથે છે ધનુષ્ય; રતના૦ દોઢેરા દ્રષ્ટીને ફેરવે, સુણો૦ એના મનમાં હશે શી હુંશ. રતના ૪ ધન્ય છબી તેની ફાંકડી, સુણો૦ ધન્ય ધન્ય તેનો અવતાર; રતના૦ નારી તેની તો કેવી હશે, સુણો૦ આવો પામી હશે ભરથાર. રતના૦ ૫ જપ તપ વ્રત કર્યાં હશે, સુણો૦ ગાળ્યાં હશે હીમાળામાં હાડ; રતના૦ બ્રાહ્મણ સંત સેવ્યા હશે સુણો૦ હશે પ્રભુનો પુરણ પહાડ. રતના૦ ૬ ધન્ય ભાગ્ય તેની નારનાં, સુણો૦ કર્યાં હશે ઘણાં પુન્ય દાન; રતના૦ ધર્મ ને કર્મ પાળ્યાં હશે, સુણો૦ સેવ્યા હશે સદા ભગવાન. રતના૦ જન્મ તેનો તો સફળ દીસે, સુણો૦ આવા નાથનો ઝાલેલો હાથ. રતના૦ ૭ ધન્ય તારૂણી તેહની, સુણો૦ તે તો મળી આવો રૂડો નાથ; રતના૦ રત્નો વાણી ઉચર્યો, સુણો બહેનીરે. તમે કીધાં બધાં પુન્ય દાન; ઓત્રા બહેનીરે. ૮ ધર્મ ને કર્મ તમે કર્યાં, સુણો૦ તમે સેવ્યા સદા ભગવાન. ઓત્રા૦ ૯ જપ તપ વ્રત તમે કર્યાં. સુણો૦ તમે ગાળ્યાં હિમાળામાં હાડ; ઓત્રા૦ બ્રાહ્મણ સંત તમે સેવ્યા, સુણો૦ તમ ઉપર પ્રભુજીનો પાડ. ઓત્રા૦ ૧૦ સુત સુભદ્રાનો તે દીસે, સુણો૦ એ તો અર્જુનજીનો કુમાર; ઓત્રા૦ અભિમન્યુ તેનું નામ છે,

સુણો૦ થાય તમારો એ ભરથાર. ઓત્રા૦ ૧૧ સેન્યા લીધી બધી સાથમાં, સુણો૦ ચડયો કરવા કોઠામાં યુદ્ધ; ઓત્રા૦ હીંમત હોય જો આપની. સુણો૦ પાછા વાળવા ચલાવો બુદ્ધ. ઓત્રા૦ ૧૨ વિશ્રામ–ઓત્રા વાણી સાંભળી, પડી ઉછળી ધર્ણ રે; વ્યાસ મગન વાણી વદે, જાણે આવ્યું મર્ણ રે. ૨૫

## કડવું ૨૬ મું–રાગ ઇન્દ્રસભાનો.

ઓત્રા વાણી સાંભળીને, પડી ઉછળી ધર્ણ શુદ્ધ સાન ને ભાન મળે નહિ, જાણે આવ્યું મર્ણ. ૧ રત્નો સાંઢથી ઉતર્યો હેઠો, બેઠો બાઇની પાસ; આગતા સ્વાગતા કરવા લાગ્યો, તેને પણ છે ત્રાસ ૨ નાખી વાયુ પાણી પાયું, રત્નાએ તે વાર; થોડીક વારે શુદ્ધિ આવી, બોલી વિરાટ કુમાર. ૩ રત્ના વીરા ગવાળો લઇને, તમે થાઓ વિદાય; મારી સાસુને તે તો સોંપજો, જઇને તંબુ માંય. ૪ વળી કે'જયો કે વહુ આવી છે, ગઈ છે રણ મોઝાર; ભાગ્ય હશે તો પાછા વાળશે, ભોળવીને ભરથાર. ૫ ખરૂં પુન્ય જો હશે તમારૂં, તો તો આવશે ઘેર; નહિ આવે તો કરણી વાંકી, એજ પુર્વનું વેર. ૬ એમ કહ્યું કે ગવાળો લઇ, રત્નો થયો વિદાય; ઓત્રા સુર ભરીને નાઠી, સેન્યા સામી જાય. ૭ યોદ્ધાઓએ દીઠી આવતી, અભેમન્યુની નાર; ભલું થયું એ આવી પહોંચી, સૌનો એ વિચાર. ૮ નક્કી એ તો પાછો વાળશે, રહેશે સૌનો ધર્મ; એમ કહી સૌ ખસી ગયા દુર, નાર ન પામે શર્મ. ૯ ઓત્રા તો જેમ પક્ષણી ઉડે, એ પરમાણે જાય; સામી આવતાં દેખી બોલ્યો, અભેમન્યુ ત્યાંય. ૧૦ વિશ્રામ–ગટારગચ્છ વીરા જુઓ, કોણ આવે આ નારરે; કહે મગન એમ પુછતો, અરજુનનો કુમારરે. ૨૬

## કડવું ૨૭ મું–રાગ મેવાડો.

કુંવર વાણી ઉચર્યો, મારા વીરારે. સામી આવી પેલી કોણ નાર; કુળના હીરારે. લોભે મુનીવર ભાળીને, મારા૦ કેવા પહેર્યા રૂડા શણગાર. કુળના૦ ૧ શરદનો ચંદ્રમા શોભતો, મારા૦ એવું શોભે છે એનું મુખ; કુળના૦ એના સમુ રૂપ નહિ બીજું, મારા૦ દેખી રતિને લાગેજ દુઃખ. કુળના૦ ૨ ક્રાન્તિ જુઓ કેવી ખીલી, મારા૦ જેની હંસના સરખી છે ચાલ; કુળના૦ માનુની છે મૃગલોચની, મારા૦ કેવું મુખડું લાલ ગુલાલ. કુળના૦ ૩ કોની પુત્રી કયાં જતી હશે, મારા૦ એ તો રૂપનો અંબાર કોણ; કુળના૦ સાથે દાસી કો દીસે નહિ, મારા૦ એનાં વાગે મને મોહ બાણ. કુળના૦ ૪ કેવી દીસે અલબેલડી, મારા૦ ધન્ય ધન્ય તેનો અવતાર; કુળના૦ પતિ તેનો તો કેવો હશે, મારા૦ આવી રૂડી પામ્યો હશે નાર. કુળના૦ ૫ જપ તપ વ્રત કર્યાં હશે, મારા૦ ગાળ્યાં હશે હિમાળામાં હાડ; કુળના૦ બ્રાહ્મણ સંત સેવ્યા હશે, મારા૦ હશે

પ્રભુનો પુરણ પાડ. કુળના૦ ૬ ધન્ય ભાગ્ય તેના નાથનાં, મારા૦ ઘણાં કર્યાં હશે પુન્ય દાન; કુળના૦ ધર્મ ને કર્મ પાળ્યાં હશે, મારા૦ ભજ્યા હશે સદા ભગવાન કુળના૦ ૭ ધન્ય પુરૂષ ભાઈ તેહનો, મારા૦ ધન્ય ધન્ય આવી મળ્યો નાર; કુળના૦ જન્મ તેનો તો સફળ દીસે, મારા૦ આવી નારી જોડે સંસ્કાર. કુળના૦ ૮ ગટોરગચ્છ ત્યાં ઉચર્યો, મારા૦ તમે કીધાં ઘણાં પુન્ય દાન; કુળના૦ કર્મ ધર્મ તમે કર્યાં, મારા૦ તમે ભજ્યા સદા ભગવાન, કુળના૦ ૯ જપ તપ વ્રત તમે કર્યાં, મારા૦ તમે ગાળ્યાં હિમાળામાં હાડ; કુળના૦ બ્રાહ્મણ સંત તમે સેવ્યા, મારા૦ તમ ઉપર પ્રભુનો પાડ. કુળના૦ ૧૦ સુતા સુદ્રષ્ણાની તે દીસે મારા૦ રાય વિરાટની એ કુમાર; કુળના૦ ઓત્રા એવું એનું નામ છે, મારા૦ એવી ઉત્તમ તમારી છે નાર. કુળના૦ ૧૧ દાસી ઘણી ઘેર તેહને, મારા૦ નથી કમીના તેને તો કાંય; કુળના૦ આવે એ મળવા આપને, મારા૦ એમ કહીને થયો તે વિદાય. કુળના૦ ૧૨ વિશ્રામ—એમ કહી પંથે પળ્યો, ગટોરગચ્છ તો ત્યાંય રે; કહે મગન અભેમન્યુ ત્યાં, હરખડીયો રથ માંય રે. ૨૭

## કડવું ૨૮ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચકાવાનો મહીમાય. ૧ ગટોરગચ્છ એમ કહીને ગયો, સેન્યા ઉભું તે ઠામ; એવામાં ત્યાં ઓત્રાએ આવી, ઝાલી ઘોડાની લગામ. ૨ અભેમન્યુ કહે કોણ તમે છો, શું છે તમારૂં નામ; રસ્તે જાતાં મારા ઘોડાની, કેમ આ ઝાલી લગામ. ૩ દેવી છો કે યક્ષણી કીન્નરી, કોણ તમે છો વનિતા; દાનવી માનવી કે ગાંધર્વી, કોણ કાવે માત પિતા. ૪ કયાંથી આવ્યાં ને કયાં જાઓ, કોનાં તમે દીસો નારી; સાચે સાચી વાત કહો કોણ, નાત ને જાત તમારી. ૫ તવ ચંદ્રવદની ચતુરા બોલી, પહેલી કહો તમે વાત; કંથ તમે કઇ કામનીના કોણ, તમારાં છે માત તાત. ૬ કયાંથી આવ્યા તમે કયાં જવું ધારો, સેન્યા લઇને સાથે શા કારણથી કીશોર વયમાં, ધનુષ્ય ધાર્યું છે હાથે ૭ અભેમન્યુ કહે ક્ષત્રી તેથી, લીધું મેં ધનુષ્ય; યોદ્ધા લીધા યુદ્ધને માટે, છે મુજ મનમાં હુંશ. ૮ અરજુન સુભદ્રા માત પીતા મુજ, અભેમન્યુ મુજ નામ; તંબુથી આવું કોઠામાં જાવું, કરવા રણ સંગ્રામ. ૯ સુદ્રષ્ણાજી સાસુ મારાં, સસરા વીરાટરાય; તેની કુમારી નારી અમારી, ઓત્રા નામ ઓળખાય. ૧૦ મધુરા વચને માનુની બોલી, સાંભળો વાત અમારી; વીરાટ સુદ્રષ્ણા જે કહ્યાં તમે, તેની છું હું કુમારી. ૧૧ સુભદ્રાજી સાસુ મારાં, અરજુન સસરા નીદાન; તેમના કુમાર કંથજી મારા, નામે તે અભેમાન. ૧૨ તે અભેમન્યુ યુધ્ધે ચડીયા, મળીયા મુજને વાટે; દેખી પતીને હું આનંદ પામી, લગામ ઝાલી તે માટે. ૧૩ અભેમન્યુ તવ હરખી

બોલ્યો, ધન્ય વીમળ તુજવાણી; મળવા માટે કેમ ન આવ્યાં, કાલે તમે મુજ રાણી ૧૪ નારી મારી વાર કર્યા વીના, તંબુએ થાવો વીદાય, તમને દેખી યોદ્ધા મારા, દુર ઉભા રણમાંય. ૧૫ ઓત્રા કહે છે નાથજી મારા, વીકટ યુદ્ધનો પંથ; કામ નહી તમ જેવાનું ત્યાંતો, કપાઇ મરવાનું કંથ. ૧૬ યુદ્ધ કરવાના ઘણા દહાડા છે, તેના પહેલાં લ્યો લહાવો; સંસાર લહાવો પુરો કરીને, પછીથી યુદ્ધમાં જાવો. ૧૭ અભિમન્યુ કહે કહોછો ખરૂં પણ, પાછું ના મુજથી ફરાય; યુદ્ધ કરવા મેં બીડું ખાધું તે, કાયલા ચાવ્યા કહેવાય. ૧૮ વળી જે કંઠમાં યુદ્ધને માટે, આરોપી રણમાળ; પણ લીધેલું મીથ્યા કરૂં કેમ, હું અરજુનનો બાળ. ૧૯ પાછો વળુ કદી પ્રેમદા તો, બોળાય બાપનું નામ કલંક લાગે કુળમાં મોટું, મોસાળ લાજે તમામ. ૨૦ ક્ષત્રીવટમાં ખામી લાગે, લાજે સુભદ્રાની કુખ; સાસુ સસરાને લાંછન લાગે, કો ન જુવે મુજ મુખ. ૨૧ વચન માટે વડીલ વૃદ્ધોનું,કીધું મેં અ'માન; તો પછી તારૂં કહ્યું માનું કેમ, નહી વળુ પાછો નીદાન ૨૨ ચંદ્ર ચળે રવી પશ્ચિમ ઉગે, પાવક શીતળ થાય; સમુદ્ર મરીયાદ લોપે મારૂ, વચન મીથ્યા ન જાય. ૨૩ તેટલા માટે યુધ્ધે જવાનો, નારી તમે તંબુ જાવો; યુદ્ધ કરી ઘેર આવું ત્યારે, લેજ્યો સંસાર લાવો ૨૪ ઓત્રા કહે છે સ્વામી મુજને, સ્વપ્ન થયું છે નઠારૂં; એ યુદ્ધમાં ઘાત પ્રાણની ભાસે, તે માટે તમને હું વારૂં. ૨૫ વાત વળી એક કરવી છાની, એનો છે ઉરમાં બળાપો; કાલ જજ્યા યુધ્ધે આજનો દહાડો, માગ્યો મને એક આપો. ૨૬ અભિમાન્યુ કહે નકામી હઠ, શીદ કરે છે તું નારી; તારા કરતાં હઠ જુવેતો, છે બમણી હઠ મારી. ૨૭ ઓત્રા કહે સુણો રાજ્ય હઠને, બાળક હઠ બે તમારે; પણ તમરા કરતાં મારામાં, છે એક હઠ વધારે. ૨૮ લે તો ગણાવું જુઓ તમોને, જે હઠ મારી અતીશે; રાજ હઠને બાળક હઠ છે, સ્ત્રી હઠ વધારે દીસે. ૨૯ માટે સ્વામી મુકી દયો મુમત, નહી પોચો મુજને આપ; કહ્યું માની હવે પાછા વળો કંથ, ટાળવા અબળાનો તાપ. ૩૦ અભિમન્યુ કહે વધુ બોલ્યા વીના, જાને ભુંડી છાની માની; હવે ફરી બોલીશ તો મારા, હાથનો માર ખાવાની. ૩૧ ઓત્રા હસીને બોલી વળતાં સ્વામીજી શું કહું તમને; હજુ સુધી હાથ નથી અરાડયો તે, લાવો વીતશે અમને. ૩૨ એવું કહેતાં અભિમન્યુની આંખ્યમાં ભરાયું પાણી; અભિમન્યુ કહે છેવટ મુજને, રડાવશો નહી રાણી. ૩૩ મીથ્યા મોહ લગાડો શું કરવા, મન મારૂં અકળાય; કોટી ઉપાય કરે કદી નારી, પાછું તો નહીં વળાય. ૩૪ ઓત્રાને પણ આંસુ આવ્યાં, હૈયુ રહેતું નથી હાથ; કરજોડીને કહેવા લાગી, નહીં જાવા દઉં મુજ નાથ ૩૫

વિશ્રામ—નહીં જાવા દઉં નાથજી, મુકો યુદ્ધનો પંથરે; વદે મગન ઓત્રા કહે, માનો કહ્યું મુજ કંથરે. ૨૮

## કડવું ૨૯ મું—રાગ ભરથરીનો.

કહ્યુંરે માનો મારા કંથજી, પંથ યુદ્ધના વિકટજી; ઓથ વિના દીસો એકલા, નથી તાત નીકટજી. કહ્યું રે૦ ટેક. જો તમે યુદ્ધમાં જાવો તો, કાઢું હું મારા પ્રાણજી; હઠ કરી રથને હાંકો તો, ધર્મરાયની આણજી. કહ્યું૦ ૧ કોઠા દીસે કંથ કારમા, જીતે એવું એ કોકજી; વેર કૃતઘ્ની ત્યાં વાળશે, કપટી કૌરવ લોકજી. કહ્યું૦ ૨ દોરો ફુટયો નથી મુછનો, એવી વય છે કીશોરજી; ઉમર વીના યુદ્ધ ના ઘટે, જુલમી કરવાના જોરજી. કહ્યું૦ ૩ યુદ્ધમાં જ્યારે જવું હતું, ત્યારે શીદ ઝાલ્યો હાથજી; પરણ્યા પછી હવે કયાં પળો, ન્યારા થાવોમાં નાથજી. કહ્યું૦ ૪ પરણે તો હજુ થયા નથી, પુરા દીન પચીસજી; કંકણ દોરા છુટયા નથી, નથી મળીયા કોઈ દીશજી. કહ્યું૦ ૫ સોળ કળા જેવી ચંદ્રને, તેવી કાન્તિ તમારીજી; જેવી ગાદી ઘેર આપને, તેવી હું તો છું નારીજી. કહ્યું૦ ૬ હંસ જાણીને મેં હોંશથી. કીધો આપનો સંગજી; જોરે જાણત બગ બાપડો, નવ સોંપત અંગજી. કહ્યું૦ ૭ આપને માથે અતીરથી, ઘણા યોદ્ધા સમર્થજી; વૃદ્ધ વડીલો છતાં તમે, યુધ્ધે જાવો તે વ્યર્થજી. કહ્યું૦ ૮ મને હતી એવી હોંશ કે, બેસીશું જોડા જોડજી; એળે જાવા બેઠો જન્મ આ, પડે જોડમાં ખોડજી. કહ્યું૦ ૯ કર્મ કઠોર મારૂં થયું, નવ આવી આગલે દનજી; નાથ તમે યુધ્ધે ચડયા, મુજને રઝળાવી વનજી. કહ્યું૦ ૧૦ પાપ પ્રગટ થયાં પુર્વનાં, લાય લાગી લલાટજી; મળવા મને તમે દોહ્યલા, એ છે ઉરમાં ઉચાટજી. કહ્યું૦ ૧૧ માઠા શુકન થયા મુળથી, લાજ લેશે એ લોકજી; સુજ પડે બધી મુજને, આશા જીવ્યાની ફોકજી. કહ્યું૦ ૧૨ કરમે મારે કયાંથી આવીયો વાંકો દીન દુશ્મનજી; હવે જીવી હું તો શું કરૂં કરૂં કાયા પતનજી. કહ્યું૦ ૧૩ રડતી મુકો છો શું રાંકને કાંક કરો વીચારજી; દગો દેવો આવો ના ઘટે શીદ તરછોડો નારજી. કહ્યું૦ ૧૪ બહુ બાણ શત્રુનાં વાગશે સાર પડશે શરીરજી; છોળે રૂધીર અંગે છુટશે મારી નણદલના વીરજી. કહ્યું૦ ૧૫ જળ જળ કમળ ના નીપજે વન વન અગર ન હોયજી; કુળ કુળ કુંવર ના નીપજે જન જન પ્રીત ન જોયજી. કહ્યું૦ ૧૬ સાસુ જાયા સુણો વીનતી શું કહું વારંવારજી; વ્યાસ મગન વાણી શું વદે રાણી રડતી અપારજી. કહ્યું૦ ૧૭ વીશ્રામ—રાણી ત્યાંનો બહુ રડે નેત્રે નીર અથાગરે; વદે મગન અભેમન્યુ કહે નારી મુકો વાગરે. ૨૯

## કડવું ૩૦ મું—રાગ ઉપરનો.

માનોરે કહ્યું મારૂં માનુની હવે નથી ઉપાયજી; કાલે કદી આવ્યાં હોતતો જાત ના યુદ્ધમાંયજી. માનો ટેક૦ રામા રૂદન તમે શીદ કરો મુકો વાજીની

માગજી; વાલી હવે કાંઇ નહીં વળે રથને જાવા ઘો માગજી. માનો. ૧ શોક તજો બધી સુંદરી, કંપે મારી આ કાયજી; અધવચ રણમાં હું આવીયો, પાછું કેમ વળાયજી. માનો ૨ ધાર્યું થતું નથી આપણું, શીદ રાખોછો રોશજી કેડે પડયો મામો કૃષ્ણજી, નથી મારો આ દોષજી. માનો. ૩ મામાએ મન ગમતું કર્યું, જુઠા વચને વરણાવ્યાંજી; વેર મારે ને એને પુરવેનું, પાટા બાંધી પરણાવ્યાંજી. માનો. ૪ પણ એકવાર જો જીવતો, લાવે મારો એ ધ્રશજી; દ્વારકાં પહેલી ઉજડ કરૂં, છેદું મામાનું શીશજી. માનો. ૫ જપ જરી મને નહી વળે આવુ જીવતો આવાસજી; તોતોગોરી પછે તાહરી, પુરૂ પુરણ આશજી. માનો.૬ હોંશ હતી જ્યારે તુજને, કાલે જોવું તું મુખજી; હવે જો અહીંથી પાછો વળું, લાજે સુભદ્રા કુખજી. માનો. ૭ શત્રુ સામો લડવા ચડયો, જુવે કૌરવ લોકજી; પાછો વળું કેમ પ્રેમદા, આશા આખો એ ફોકજી. માનો. ૮ ભાવી મળે બધું આવીને, તેમાં શાનો પસ્તાવોજી; સનકાદી સરખા હારી ગયા, દૈવ ઉપર ન દાવોજી. માનો. ૯ મને પણ હોંશ હતી ખરી, બેસીશું જોડાજોડજી; ઉરમી અદ્ધર તે ઉડી ગઇ, પાડી મામાયે ખોડજી. માનો. ૧૦ વચન વ્યર્થ જો થાયતો, લાગે કુળમાં કલંકજી; માટે વચન વ્યર્થ નહી કરૂં, રહેજ્યો મનમાં નિશંકજી. માનો. ૧૧ વીધા થકી વળી વૃદ્ધ છું, માત્ર કાયા કીશોરજી; કીશોર વયવાળો અગ્નિ છે, તેનું કેવું છે જોરજી. માનો. ૧૨ મુચ્છ વીના વળી કો'છો તો, મુચ્છ માનું હું તુચ્છજી; મુચ્છ છતાં જે કાયર થયો, મુચ્છ નહી એતો પુચ્છજી. માનો. ૧૩ તંત મુકો હવે તારૂણી, જાવો મારે મુકામજી; પારથ પંકાવો પૃથ્વીમાં તેનું નહીં બોળું નામજી. માનો. ૧૪ હોંશ હવે હારશો નહીં, ન કરશો ઉચાટજી; વાટ જુવે કૌરવ કોઠામાં, વઢું તેમનો ચાટજી. માનો. ૧૫ કરજો સેવા માત તાતની, નીતી પાળજો આપજી; હવે જો હું પાછો વળું, બ્રહ્મહત્યાનું પાપજી. માનો. ૧૬ કીરતી કોઠામાં જઇ મેળવું, છતાં મૃત્યુ જો થાયજી; વ્યાસ મગન વાણી ઉચરે, નહી કોઇનો ઉપાયજી. માનો. ૧૭ વીશ્રામ—એવી વાણી સાંભળી, ઓત્રા કહે છે ત્યાંયરે; વ્યાસ મગન વાણી વદે, સુણો સૌ શ્રોતાયરે.૩૦

## કડવું ૩૧ મું—રાગ માધવ.

મને મારીને રથડા હાંકો હઠીલા રાણારે; મારો દહાડો દીસે આજ વાંકો, હઠીલા રાણારે. ૧ નહીતો આવું તમારી સાથે, હ; કોડા જીતવા તે મારે માથે, હ. ૨ હુંતો ઢળકતી બાંધુ ઢાલ, હ; કરૂં પાપી જનોને પાયમાલ, હ. ૨ મને આપો હાથે હથીયાર, હ; કરૂં કૌરવનો સંહાર, હ. ૪ હુંતો અબળા બળ બતાવું, હ; બધા કોઠા એ ચાક ચડાવું, હ. ૫ જુવો જુવો જરા મારી હામ, હ; ભણી વ્યંઢળની વિદ્યા તમામ, હ. ૬ જ્યારે યુદ્ધે જવું હતું નાથ, હ; ત્યારે શીદ

ઝાલ્યો મારો હાથ, હ. ૭ આવા દેરા હતા જ્યારે દગા, હ; ત્યારે શીદ થયા મારા સગા, હ. ૮ મને પરણ્યા તો હવે પાળો, હ; મને મારો કે રથ પાછો વાળો હ. ૯ મારી લેવા બેઠા કેમ લાજ હ; નહી યુદ્ધે જાવા દેઉં આજ હ. ૧૦ કીધી પાળવા ચોરીમાં સરત હ; કુવે ઉતારી વાઢો શું વરત, હ. ૧૧ કોઠા કાળ સરીખા હું ધારૂં, હ; થાય મૃત્યુ ત્યાં તો તમારૂં, હ. ૧૨ મારો વીધવા થાય અવતાર, હ; પછી મારે તે કોનો આધાર, હ. ૧૩ નાથ વીધવા નારી કેવી હ; ભાર ભોમી ઝીલે નહી તેવી, હ. ૧૪ કાંટો વાડનો વેરી થાય, હ; જ્યાં ત્યાં હલકી એ તો ગણાય, હ. ૧૫ છે સોંઘી કુશકાથી વીધવા, હ; છે મોંઘી મણીથી સધવા, હ. ૧૭ નારી વીધવા સાપનો ભારો, હ; જાય એનો એળે જનમારો, હ. ૧૭ મેં શું ભાગેલું છાણે છાણું, હ; એથી પ્રગટયું પાપનું ટાણું, હ. ૧૮ મેં શું ધાવતાં બાળ વછોડયાં, હ; મેં શું થતાં વેવીશાળ તોડયાં, હ. ૧૯ મેં શું વીપ્રાને ગાળો દીધેલી, હ; થાળો પીરસીને તાણી લીધેલી, હ. ૨૦ મેં શું સંત સાધુને દુભાવ્યા, હ; તેથી દુઃખના દહાડા આવ્યા, હ. ૨૧ મેં શું તોડી પીપળીયાની ડાળ, હ; તેથી યુધ્ધે ચડયા સાસુ બાળ, હ. ૨૨ મેં શું તોડી સરોવર તીર, હ; તેથી તજે છે નણદલ વીર, હ. ૨૩ મારાં પાપ બધાંએ જાગ્યાં હ; મને આ ભવે નડવા લાગ્યાં, હ. ૨૪ મેં શું ગાયોને મારેલા માર, હ; જેથી તજે મને ભરથાર, હ. ૨૫ મેં શું બાળ્યાં હશે ઘર ગામ, હ; મેં શું કરેલાં પ્રપંચી કામ, હ. ૨૬ મેં શું સાક્ષીયો જુઠી કીધેલી, હ; મેં શું લોભમાં લાંચો લીધેલી, હ. ૨ મેં શું અભક્ષ ભક્ષ કરેલું, હ; મેં શું પારકું ધન હરેલું, હ. ૨૮ મં શું અણગળ પાણી પીધેલાં, હ; અન્ન વીણ્યા વીના રાંધેલાં, હ. ૨૯ મેં શું મળમુત્ર ગંગામાં ધોયાં, હ; મેં શું પર નરમાં મન પ્રોયાં, હ. ૩૦ મેં શું ઉનાળે પરબો ઉઠાડી, હ; હું તો જુઠું બોલીશું દહાડી દહાડી, હ. ૩૧ મેં શું તોડેલી પક્ષીની પાંખો, હ; ચાંચડ માકણ મારેલી માંખો, હ ૩૨ મધ-પુડા તોડેલા શું મેં તો, હ; મારાં પાપ પ્રગટ થયાં એતો, હ. ૩૩ એમ કહી કરથી માથાં કુટે, હ; રામા રૂવેને શીર કેશ ચુંટે, હ. ૩૪ એવાં રૂદન અતીશે આરંભ્યાં, હ; જળગંગા જુમનાનાં થંભ્યાં, હ. ૩૫ દેખી યોદ્ધાઓ રડે હજારો, હ; પશુ પક્ષી ચરે નવ ચારો, હ. ૩૬ નારી અતી કરે છે આક્રંદ, હ; વાયુ ચારે દીશાયે પડયો બંધ, હ. ૩૭ સ્વાન ભસવા લાગ્યાં ચોપાસે, હ; બધી ભોમી ભયંકર ભાસે, હ. ૩૮ થયા રૂધીર વરણા છાંટા, હ; બેઠા રૂદનથી રાણીના ચાંટા, હ. ૩૯ શું વદે મગન વ્યાસ વાણી, હ; એવું રૂદન કરે છે રાણી, હ. ૪૦

વીશ્રામ—રાણી રૂદન બહુ કરે, નીર નેત્રે ચોધારરે; વદે મગન અભેમન્યુ કહે, સાંભળ શાણી નારરે. ૩૧

## કડવું ૩૨ મું—રાગ મેવાડો.

વાણી અભેમન્યુ ઉચર્યો, સુણો સુંદરીરે. શીદ આમ કરો છો રૂદન, વાત વદુ ખરીરે. શોક કરે શું વળે હવે, સુણો. મીથ્યા મારૂં ભમાવો છો મન, વાત. ૧ વૃદ્ધ વડીલે ઘણું કહ્યું, સુણો. નવ માન્યુ મેં કોઇનું કેણુ, વાત. કુંતા સુભદ્રાને નવ ગણ્યાં, સુણો. આવ્યો ધર્મનું ઉથાપી વેણુ, વાત. ૨ તારો વાળ્યો હવે કેમ વળું સુણો. વળું તો તો વગોણું કેવાય, વાત. સગાં સંબંધી સૌ કળકળે, સુણો. વળતાં વેરી વાલાં બધાં થાય, વાત. ૩ કહેશે કે અમે બહુ વારીયો, સુણો. તોયે કોઇનું ના માન્યું લગાર, વાત. નારી દેખી મોહ પામીયો, સુણો. થઇ કામાંધ વળીયો કુમાર, વાત. ૪ વૃદ્ધ કરતાં વનીતા વધી, સુણો એવાં મેણાં મારે મને રોજ, વાત. જીવતા મુવા જેવો હું દીસું, સુણો. મારો ઘટે ઘણો ભાર બોજ, વાત. ૫ વધ્રુ કહે કશું નહી વળે, સુણો. ખાલી ખોટી થાવો શીદ આજ, વાત. માની મારૂં તંબુ સંચરો, સુણો. તેમાં મારી તમારી છે લાજ, વાત. ૬ સંસાર સુખને કારણે, સુ. મીથ્યા યત્ન કરો છો શું કામ, વાત. મીથ્યા છે સુખ સંસારનું, સુ. મીથ્યા વૈભોગ પણ છે તમામ, વાત. ૭ અતી ઉપાધી સંસારની, સુ. તેમાં મુળ ઉપાધી છે નાર, વાત માટે સુકરણી સુધારવા, સુ. મોટા મોટા તજે છે સંસાર, વાત. ૮ કંઇ નર નારી તજી ગયા, સુ. નારી વીષે નથી કંઇ લાણુ, વાત. નારીમાં અવગુણ છે ઘણા, સુ. નારી નિશ્ચે છે નરકની ખાણુ, વાત. ૯ માટે તજુ છું હું તુજને, સુ. તમે મોહ ધરો છો શા માટ, વાત. નથી સગુ કોઇ કોઇનું, સુ. માટે મીથ્યા કરો છો ઉચાટ, વાત. ૧૦ મોડું કે વહેલું સર્વને, સુ. નક્કી મરવાનું છે એક દીન, વાત. દાનવ માનવ દેવતા, સુ. તેનો સર્વ છે કાળ આધીન, વાત. ૧૧ અમર પાટો નથી કોઇનો, સુ. વીષ્ણુ વીરંચીનો છે વીનાશ, વાત. તો પછી હું કોણ માત્ર છું સુ. તેથી તમે ના પામશો ત્રાસ, વાત. ૧૨ જો હવે હું પાછો વળું, સુ. મને બ્રહ્મહત્યાનું છે પાપ, વાત. છેવટનુ મુજ વાકય આ, સુ. કદી ભુલી જશો નહી આપ, વાત. ૧૩ કલેશ કરે કશું નહિ વળે, સુ. હવે નથી કંઇ મારો ઉપાય, વાત જેવું ભવીષ્ય તારૂં આહરૂં, સુ. એવું ધારીને થાવો વીદાય, વાત.

વીશ્રામ—અભેમન્યુ એમ ઉચર્યો, વનીતા થાત વીદાયરે; વ્યાસ સગન વાણી વદે, ઓત્રા બોલી ત્યાંયરે. ૩૨

## કડવું ૩૩ મું—રાગ ઉપરનો.

ઓત્રા વાણી ઉચરી સુણો સ્વામીરે. તમો વીપરીત વદીયા વાત કહું શીશ નામીરે. શીદ અવગુણ ગણો નારીના સુ. વળી ગુણીયલ નારીની જાત

કહુ. ૧ નારીથી વીશ્વ બધું થયું સુ. કરો ઉંડો એ ઉરમાં વીચાર કહુ. ઈશ ઉત્પન્ન થયા નારીથી સુ. દાની ધ્યાની ને જ્ઞાની અપાર કહુ. ૨ રામકૃષ્ણ એથી થયા સુ. થયા વાલ્મીક ને વેદવ્યાસ કહુ. ધ્રુવ પ્રલ્હાદ એથી થયા સુ. રૂશી મુની જોગી જતી ખાસ કહુ. ૩ શુરા સીધ્ધ તપેશ્વરી સુ. સૌ નારીથી થયા ઉત્પન્ન કહુ. તમે અમે સૌ નારી થકી સુ. પાકે નારીની કુખે રતન કહુ. ૪ નારી છે ઉત્તમ સર્વથી સુ. નથી નારી વીનાનું કલ્યાણ કહુ. તમ જેવા રત્ન એથી થયા સુ. માટે નારી છે રત્નની ખાણુ કહુ. ૫ જુવો નારી નથી કોઈ તજ્યું સુ. કહો કોણુ તજ્યુ છે સંસાર કહુ. ઉલટી કરણી સુધારવા સુ. રાખી મોટા પુરૂષોએ નાર કહુ. ૬ ઈંદ્રને ચંદ્ર વરૂણ વાયુ સુ. અત્રી અગ્ની કશ્યપને કુબેર કહુ. એમણે પણ નારી નવ તજી સુ. રહ્યા સંસારમાં સુખભેર કહુ. ૭ બ્રહ્માજી પણુ નારી નવ તજ્યાં સુ. નારી નવ તજ્યા ભોળો નાથ કહુ. વીષ્ણુ પણ નારી નવ તજ્યા સુ. વાત વીચારો એ દીલ સાથ કહુ. ૮ મોટા મોટા નારી નવ તજ્યા સુ. પછી મનુષ્ય તે કોણ માત્ર કહુ. નારી વીના નથી છુટકો સુ. નારી નથી એ નર્કનું પાત્ર કહુ. ૯ તજવી ઘટે કેઈ નારીને સુ. નારી પારકી તેને તજાય કહુ. સંસાર તજવો ઘટે નહિ સુ. ઘટે તજવા અનીતી અન્યાય કહુ. ૧૦ પરણી નારી તજવી નહિ સુ. થાય તજવાથી નીતીનો ભંગ કહુ હું તો નારી નાથ આપની સુ. માટે મારો તજો કેમ સંગ કહુ. ૧૧ વેદ વીધીથી વર્યા મુને સુ. દેવ સાક્ષી હતા ચોરી માંય કહુ. પાણી ગ્રહણ કર્યું તે પછી સુ. આપ્યું વચન વીચારીને ત્યાંય કહું.૧૨ નારી તને હવે નહી તજુ સુ. દીધું વચન વડીલો સમક્ષ કહુ વળી છે દીન મારે સોળમો સુ. તેમાં રાખો જરા તમે લક્ષ કહુ. ૧૩ આજ ઋતુદાન ઘો મને સુ. પુત્ર થશે એ દાન પ્રતાપ કહુ. દાન દીધા વીના જો જશો સુ. બાળહત્યાનું લાગશે પાપ કહું. ૧૪ વીશ્રામ–પતી પાપ એ લાગશે, ઓત્રા બોલી વચનરે; વ્યાસ મગન વાણી વદે, સુણો શ્રોતા જનરે. ૩૩

## કડવું ૩૪ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચકાવાનો મહીમાય. ૧ ઓત્રા કહે પતી પાપ ન લાગે, માટે ઘો ઋતુદાન; સોળમો દહાડો સાચવો મારો, તેથી થશે સંતાન. ૨ અભેમન્યુ કહે એ શું બોલ્યાં, નારી તમે રણમાંય; ઘર વીના કદી કાળ ઋતુદાન, રસ્તામાં નવ અપાય. ૩ વળી મરીયાદા મુકી વર્તવું, તે પશુ પક્ષીનું કર્મ; દીવસે દોષ અતી છે એમાં ન હોય મનુષ્યનો ધર્મ. ૪ વળી જુવે વૃદ્ધ વડીલો દેખે, દેખે સૈન્ય તમામ; સુંદરી શર્મ ભરેલું એવું, કેમ બની શકે કામ. ૫ ઓત્રા કહે છે શરમ તે શું, ઓઢાય કે પથરાય; એવી શર્મ શું કામમાં આવે. ધર્મની હાની

જ્યાં થાય. ૬ હાથે કરીને શર્મની અંદર, વંશ ખુવો છો શું કરવા; શર્મને મારે રાખતા નથી, પાપ તણી જરા પરવા. ૭ વળી હું તમારે પાલવે પડી, શું સુખ દીઠું મેં સ્વામિ; જાણતા નથી શું જીંદગી મારી, જરૂર જાશે નકામી. ૮ માટે દયા ધરી પુત્ર આપી કરો, એટલું ભલું અમારૂં; પાપ વળી નહિ લાગે ને રહેશે પાછળ નામ તમારૂં. ૯ સોળમો દહાડો આજનો એવો, જો રૂતુદાન દેવાશે; ભવિષ્યમાં મને ભાસે છે કે, પુત્ર તો જરૂર થાશે. ૧૦ માટે રતુદાન દઇને સ્વામિ, સુખથી યુદ્ધમાં જાઓ; સોગન તમે ખાધા છે તેથી, નથી બીજો મારો હાવો. ૧૧ અભિમન્યુ કહે નારી બધો, તંત મુકી દે તું તારો કોટી ઉપાયે કોઇ પણ વચન, તારૂં નથી માનનારો. ૧૨ તારૂં ધાર્યું કરવા માટે, બાનાં મીથ્યા બતાવો સમય વીના સુંદરી તું શીદ, સ્રીનાં ચરિત્ર ચલાવે ૧૩ આડાઅવળી વાતો કરી મન, મારૂં તું ભમાવા ધારે; પણ તારા કરતાં કાંક મારામાં, બુદ્ધિ તો હશે વધારે. ૧૪ ઓત્રા કહે તે તમે કહો પણ, હું તો કદી નવ માનું; બુદ્ધિ હોય તો જુવો તમોને, ભાન નથી દુનીયાનું. ૧૫ હરિ ફરીને યુદ્ધમાં જાવું, તેટલું જ્ઞાન તમારૂં: પણ બીજું તમે જાણતા નથી, પાછળ શું થશે અમારૂં. ૧૬ બુદ્ધિ તમે બધી વેચી ખાધી છે, એમ મને તો જણાય; મારા જેટલી નથી તમારી, વધારે કેમ ગણાય. ૧૭ અભિમન્યુ કહે અબળા તું તો, વિચાર વીનાનું બોલે; કદી કાળે નારીની બુદ્ધિ, ન હોય નરની તોલે. ૧૮ જ્યાં જોઇએ ત્યાં પુરૂષ બધા, દીસે ઘણા બુદ્ધિમાન; નરની બુદ્ધિને નારી ન પ્હોંચે, નારીની બુદ્ધિ નાદાન. ૧૯ તે માટે મોટા પુરૂષો કહી ગયા, પ્રેમદા બુદ્ધિ છે પાની; તેથી હું મર્દથી મુસ્તત ન કરો, માનુની લ્યો સાચું માની. ૨૦ ઓત્રા કહે શું સાચું માનું, પુરૂષ ચરિત્ર પછાડી; જુવો બધી અવની જાણે છે, સ્રીનું ચરિત્ર અગાડી. ૨૧ તેમ છતાં જો બુદ્ધિ હોય તો, પ્રશ્ન પુછું એક તમને; નરનારીની પરિક્ષા થાશે, ઉત્તર આપતાં અમને. ૨૨ અભિમન્યુ અહંપદ કરી બોલ્યો, પ્રશ્ન તારો પુછ તું તો; તારા પ્રશ્નનો ભારજ શો છે, હવડાં ઉત્તર દઇશ હું તો. ૨૩ ઓત્રા કે ભલે એમ હોય તો, પ્રશ્ન પુછું હું તો તર્ત; મારા તમારા હાર્યા જીત્યાની, સામા સામી કરો શર્ત. ૨૪ અભિમન્યુ કહેવા લાગ્યો, જેમ તું કહે તેમ કરવું; આપણ બંને બંધાવો એવાં, બંધાયા કેડે ન ફરવું. ૨૫ ઓત્રા કહે મારા પ્રશ્નનો ઉત્તર, જો કદી તમથી ન થાય; તો પછી મુજને પુત્ર આપ્યા કેડે, થાવું તમારે વીદાય. ૨૬ જો કદી પ્રશ્નનો ઉત્તર સાચો, તમે દેશો આ દીશ; તો તો હું તમને રોકયા વીણ ઝટ, અહીંથી રસ્તે પડીશ. ૨૭ અભિમન્યુ કહે કબુલ મહારે, શો છે પ્રશ્નનો ભાર; કહેતાં વ્હેલો ઉત્તર આપીશ, વાર ન લાગે લગાર. ૨૮ તેમ છતાં દૈવ્ય ઇચ્છાએ મુજથી, ઉત્તર નવ દેવાય; તો પછી તારે કહેવો પડશે, છુટકો કદી નહી થાય.

૨૯ ઓત્રા કહે હા કહ્યા પ્રમાણે, તમે વર્તશો જ્યારેઃ ત્યાર પછી હું પ્રશ્નનો ઉત્તર, તર્ત કહીશ તે વારે. ૩૦ રાય કહે વળી વચમાં મારે, કહેવાનું એક વચનઃ પહેલું પરઠયું પાછળ લાભે, રોકવાનો પહોર દન. ૩૧ એક પહોર હું તંબુમાં રોકેશ, પછીથી યુદ્ધે પળીશ; પુત્ર થવો કે ન થવો તે તો, ભામની તારૂ ભવીશ ૩૨ ઓત્રા કહે હું એથી વધારે નહી રોકુ મારા નાથ; કહ્યા પ્રમાણે મારે પળવું આપો વચન મુજ હાથ. ૩૩ અભેમન્યુએ તે સમે વચન ઓત્રાના હાથમાં દીધું, સાચે સાચુ ઓત્રાનું વચન પોતાના હાથમાં લીધું ૩૪ અભેમન્યુ કહે કે હવે પ્રશ્ન વાર ન કરશો નકામી; કરજોડી પછી ઓત્રા કહે છે સાંભળી લ્યો મુજ સ્વામી ૩૫ એકાદશીના વૃતને દિવસે છે શ્રાદ્ધ પીતૃનુ ઘેર; નારીને દીન સોળમો તે સૌ સાચવવાં શી પેર ૩૬ અપવાસ એકાદશીનો કરતાં વળતું નથી શ્રાદ્ધ; જમે તો શ્રાધ વળે પણ આવે એકાદશીમાં બાધ. ૩૭ વળી જમ્યા વીના શ્રાધ વળે નહીં પીતૃ લોક ન પામે; અપવાસ વીણુ એકાદશી ન થાય એવો બાધ બે કામે ૩૮ વળી તે દહાડે ઋતુ દે તો પડે નર્કે પીતૃ ને આપ; નારીને ઋતુ દીધા વીના લાગે બાળહત્યા તણુ પાપ ૩૯ તે એક પુરૂષે એકે દીવસે સાથે ત્રણ વૃત કરવાં; એક બીજાને બાધ ન આવે એવી રીતે અનુસરવાં ૪૦ એક કરે એક નવ કરે તો પડે ચતુરાઇમાં ખામી; નારીથી બુદ્ધિ નરની વધારે આપોને ઉત્તર સ્વામી ૪૧ ઉત્તર આપો કે પુત્રજ આપો પાળો વચન મુજ કંથ; હવે હું નથી રોકતી તમને ઉઘાડો આયુદ્ધ પંથ. ૪૨ અભેમન્યુ સુણી વીસ્મય પામ્યો, કરવા લાગ્યો વીચાર; ઉંડો અટપટો પ્રશ્ન આ દીસે, ઉત્તર આપુ શું આ વાર. ૪૩ એકાદશીમાં શ્રાધ શ્રાધમાં, એકાદશી તો નડે છેઃ ઋતુ ના દે તો પાપજ લાગે, દેતાં બે નરકે પડે છે. ૪૪ આડા અવળી એમ તપાસ્યું, બુદ્ધી ના પોકી લગારઃ ત્યારે અભેમન્યુ કહે ધન્ય નારી, તારી બુદ્ધિ અપાર. ૪૫ હવે તમે તેનો ઉત્તર શું છે, દરશાવો તે દીલ સાથ; ઓત્રા કહે કહ્યા પ્રમાણે વર્તો પછી કહીશ મારા નાથ. ૪૬ અભેમન્યુએ વીચાર કીધો, પાળવું પડશે વચન;હવે છુટકો નથી થાવાનો, આપવો પડશે તન. ૪૭ પ્રશ્નનો ઉત્તર દેવા બુદ્ધિ, નથી પોચતી મારી; વચન ભ્રષ્ટ થવું નહીં નારી, આશા ભરી છે બીચારી. ૪૮ એવું જાણી સેન્યા સામું જોયું, ભાઇને કીધી પછી સાન; નજર થતાં ચેતી ગયો ત્યાં, ભીમ તણો સંતાન. ૪૯ અભેમન્યુએ હાથ કરીને, પોતાની પાસે બોલાવ્યો; એક સપાટે દોડતો ત્યાંથી, અભેમન્યુ પાસે આવ્યો. ૫૦ ઘટોરગચ્છ કહે શો હુકમ વીરા, જે હોય તે ફરમાવો; અભેમન્યુ કહે અહીંયાં આગળ, તંબુ એક તણાવો. ૫૧ એવું સાંભળી ઘટોરગચ્છે, માયાવી તંબુ ત્યાં કીધો; રથથી જરાક વેગળો રણમાં, તરત તે તાણી

દીધો. ૫૨ અંદર સાહીત સરવે બનાવી, ચીજ નથી ઓછી એક; કમીના તંબુમાં કાંઇ મળે નહીં, વાપર્યો એવો વીવેક. ૫૩ ગંટારગચ્છ પછી સૈન્યામાં જઇ, ઉભો રહ્યો જ્યારે; અભિમન્યુએ સાન કરી નારીને, રથેથી ઉતર્યાં ત્યારે. ૫૪ ઓત્રા ચાલી પતીની પાછળ, મુકી ઘોડાની લગામ; નર નારી તવ રથેથી આવી, કીધો તંબુમાં મુકામ. ૫૫ તવ પ્રભુ પાતાળે વિચાર કીધો, ભાણેજને હું તો મારૂં; પણ એક મારા બાનાના બદલે, ભક્તનો વંશ વધારૂં.

વીશ્રામ— વંશ વધારૂં ભક્તનો, પ્રભુએ ધાર્યું ત્યાંયરે; વ્યાસ મગન વાણી વદે, સુણો જન શ્રોતાયરે. ૩૪

## કડવું ૩૫ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચંન, સાંભળ પરીક્ષીત રાયના તંન; પ્રભુ કહે છે ભાણેજને મારૂં, મારા ભક્તનો વંશ વધારૂં. ૧ નર નારી જરા વાર મળશે, તેમાં પુત્રની વેળા શું વળશે; એવું જાણીને મન વીચાર્યું, વધુ સંસાર સુખ દેવા ધાર્યું. ૨ કરૂં છ માસનો દીનમાન, તો તો રહેશે એ ગર્ભ નીદાન; એવા વિચાર મનમાં કીધા, સુર્યચંદ્રને સ્થંભાવી દીધા. ૩ એવી આજ્ઞા પ્રભુએ દીધી, શશી રવીએ માની લીધી; પછે હાથમાં લીધું પાણી, બોલ્યા એવું ત્યાં પુરૂષ પુરાણી. ૪ દેવ દાનવ માનવ સંગ, પશુ પક્ષીને કીટ પતંગ; એવા જે જે જગત જીવ માત્ર, હોય સુપાત્ર કે કો કુપાત્ર. ૫ જેવી જેવી જેના મનની આશા, તૃપ્ત થાજ્યો ક્ષુધાને પીપાસા; મળ મુત્રને મૈથુન તમામ, નીદ્રા આદી થતાં હોય જે કામ. ૬ જેવી ઇચ્છામાં હોય હર્ષશોક, તેવી ઇચ્છામાં રહેજ્યો ત્રીલોક; જેમ થતું હોય તેમ થાય, વધુ ઓછો ના દીન વરતાય. ૭ એવું કહી પાણી પ્રભુએ પીધું, બીજું અંજલી જળ ભરી લીધું; જાણ્યું દિવસે રૂતુ ના દેવાય, વર્ણ શંકર પ્રજા તે તો થાય. ૮ એમાં અવગુણ હોય અતીશે તે તો કુકરતી અધરમી દીસે; થાય કામી ક્રોધી અનાચારી, બુદ્ધિ હીણ અબળ દેહ ધારી. ૯ દે કોઇ દીવસે જે રૂતુદાન, તેથી ઉપજે એવા સંતાન; એવું જાણીને શ્રી જદુરાય, માટે તેનો ત્યાં કીધો ઉપાય. ૧૦ જળ પીધું ત્યાં તો બીજી વાર, તંબુ ઉપર વરસાવ્યો ધુમાર; વળી વીચાર્યું શ્રી અવીનાશ, બાધ કરશે રવીનો પ્રકાશ. ૧૧ સુર્ય દેખે તો દેશેરે શ્રાપ, તેથી દંપતીને લાગે પાપ; પશુ પક્ષીનું એ તો છે કર્મ, ન હોય દીવસે મનુષ્ય ધર્મ. ૧૨ એવું જાણી વ્યવસ્થા શું કીધી, નીજ ચક્રને આજ્ઞા દીધી; ગયું સુર્યના સામું એ સીધું, સુર્ય ઢાંકી આચ્છાદાન કીધું. ૧૩ દોશ દુર કર્યાં એ તમામ, રૂડું રાખવા ભક્તનું નામ; એવા ભક્ત આધીન ભગવાન, દીસે દયા તે એ નીદાન. ૧૪ હવે તંબુમાં છે નરનારી, અન્યો અન્ય ત્યાં વાત વીચારી; સુખ રૂપે માંડયો સંસાર, આશા તૃષ્ણાએ ભરીયાં અપાર. ૧૫

રૂડો રમતાં રંગ વિલાસ, કર્યો પુરણ પ્રીતી પ્રકાશ; ભોગ ભોગવ્યો એ અવસરમાં, રહ્યો ગર્ભ ઓત્રાના ઉદરમાં. ૧૬ રાય પરીક્ષીત જે કહેવાય, તેના ગર્ભનો આ મહીમાય; થયો પુન્ય પ્રતાપી એ રાય, તેની સાંભળે જ ાજે કથાય. ૧૭ સુણે શ્રદ્ધાથી જે નરનાર, વાધે વંશતી વૃદ્ધિ અપાર; જેણે કળિયુગ દુર હઠાયો, રાખ્યો ધર્મનો પ્રથમ પાયો. ૧૮ સુણી તેતો ત્યાં સકળ દુઃખ વાર્યો રાય અંતે અભયપદ પામ્યો; કથા સાંભળ તે તો રે જેહ, થાય પાપથકી મુક્ત તેહ. ૧૯ કથા સાંભળી પુન્ય જે કરશે, ભુંડા ગભનો વાસ તે તરશે; કથા સાંભળી જન જે ઉવેખે, તેતો પુનઃ ગર્ભ દુઃખ દેખે. ૨૦ એવો ઉત્તમ પરીક્ષીત રાય, રહ્યો ઓત્રાના ઉદર માંય; એવે વીતી ગયા ખટ માસ, થઇ પુરણ ઓત્રાની આશ. ૨૧ પછી પ્રીતે લાગી પતી પાય, કરજોડી વચન વદી ત્યાંય; મારી આશા પુરણ કરી આપે, વડીલ વૃદ્ધના પુન્ય પ્રતાપે. ૨૨ ભલું વાધ્યું મારૂં ઘર સુત્ર, મને પ્રભુજી આપશે પુત્ર; પુત્ર પીતા વીના કેમ રહેશે, તેની સંભાળ તે કોણ લેશે. ૨૩ એમ કહી રડી પડી અપાર, નીર નેત્રે વહે છે ચોધાર; અભેમન્યુ કહે સુણો વાલી, હવે ખેદ કરો શીદ ખાલી. ૨૪ એમ કહીને છાની રાખી નાર ઓત્રા કહે છે સુણો ભરથાર; પ્રીતી ઓછી હતી તે વધારી હવે છુટે ન માયા તમારી. ૨૫ અભેમન્યુ કહે સુણો રાણી હવે એવી ના બોલશો વાણી; નહી નીમીશ માત્ર રોકાવું આપો આજ્ઞા યુદ્ધમાં જાવું. ૨૬ પરઠયા પ્રમાણે થઇ પહોર વાર વાંકું વરતાય નહિ લગાર; આપો પ્રશ્નનો ઉત્તર અમને કહ્યા પ્રમાણે પળ્યો હું તમને. ૨૭ વિશ્રામ—કહ્યા પ્રમાણે હું પળ્યો કહે છે પારથ તંનરે; વ્યાસ મગન વાણી વદે સુણો શ્રોતાજનરે ૩૫

## કડવું ૩૬ મું—રાગ આશાવરી.

વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું પ્રશ્નોત્તર મહીમાય. ૧ ઓત્રા કહે છે નાથજી મારા પ્રશ્ન કહ્યો મેં જે તમને; હજુ તમોને આવડતો હોય તો ઉત્તર તે આપો અમને. ૩ કહ્યા કેડે પછી તમે કહેશો કે આવડતો હતો એનો; જાણ્યો કાયદો કોડી બરોબર જ્યોનો પતિ કરતા તેનો. ૩ અભેમન્યુ કહે એ શું બોલી બોળાય બાપનું નામ; પાછળથી પછી એવું બોલવું તેતો મુરખ કેરૂં કામ ૪ નક્કી કહું છું નથી આવડતો છે મુજ બુદ્ધિથી બહાર; મીથ્યા અભિમાન કેમ થાયે કહો હવે મારી નાર ૫ ઓત્રા કહે એકાદશીને દહાડે છે શ્રાધ્ધ પિતૃનું ઘેર; નારીને દીન સોળમો તે સૌ સાચવવાં શી પેર ૬ શ્રાધ સારી જમે છે તો તેથી એકાદશી ભાગે; નારીને પુત્રદાન ન દેતો બાળહત્યા પાપ લાગે ૭ એકાદશીનું ફળ લેવાને કરે કદી અપવાસ; પણ શ્રાધ્ધ સારી જમે નહિ તો પીતૃને પડે છે ત્રાસ ૮ વળી

તે દીવસે નારીને કદી, આપે જો ગર્ભનું દાન; તો તો પછી પીતૃઓ પોતે, નર્કે પડે છે નીદાન. ૯ એ ત્રણ કામો એક દહાડે, એક ધણીને તે કરવાં; કર્યાં વીના કદી છુટકો નથી, શાસ્ત્ર રીતે અનુસરવાં. ૧૦ એ પ્રમાણે એક બીજાને, બાધ કરે છે અતીશે; આંટીઘુંટીવા કઠણુળો એવો, પ્રશ્ન પતિ મારો દીસે. ૧૧ તેનો ઉત્તર તમને કહું છું, હુ તો હવે મારા નાથ; શાસ્ત્ર પ્રમાણે સિધ શેખર, સાંભળજો દીલ સાથ. ૧૨ શ્રાધ્ધ સારી પીંડ સુંઘવો, દેવું મધ્ય રાત્રી રતુદાન; સચવાય ત્રીવૃત એક તીથીમાં, છે એ શાસ્ત્ર નીદાન. ૧૩ શ્રાધ સારી પીંડ સુંઘે તો જમ્યા બરોબર થાય; સુંઘવાથી અપવાસ ન ભાગે, એકાદશી સચવાય. ૧૩ પીતૃ પણ પીંડ સુંઘવાથી પામે, શાસ્ત્ર કહે છે એવું; આગળ પાછળ બાધ ન આવે, મધ્યરાત્રી રતુ દેવું. ૧૫ મધ્યરાત્રી સુધી એકાદશી, પછેથી દ્વાદશી થાય; માટે મધ્યરાત્રી રતુ દેવું, અન્ય તીથી ન ગણાય. ૧૬ એકાદશીમાં રતુ દેતાં, એકાદશી તે ભાગે; દ્વાદશીમાં દીવસ ફરે છે, બાળકનું પાપ લાગે. ૧૭ એવી રીતે એકજ ધણી, ત્રીવૃત કરે છે સાથ; કોઇ કોઇને એમાં બાધ ન આવે, એવી રીતે મારા નાથ. ૧૮ અભિમન્યુ સુણી આનંદ પામ્યો, કરવા લાગ્યો વખાણ; ધન્ય છે નારી બુદ્ધિ તમારી, મુખે બોલ્યો એમ વાણ. ૧૯ આવાં હું તમને ન્હોતો જાણતો, ગોરી ઘણાં ગુણવાન; બરોબર તમે સુંદરી કીધું, શાસ્ત્ર રીતે સમાધાન. ૨૦ ચતુરા તમારી ચાતુરી ઝાઝી બુદ્ધિ ઉંડી અપાર; ધન્ય તમારાં માત પિતાને, ધન્ય દીસે અવતાર. ૨૧ હવે નારી આજ્ઞા આપો, હું તો થાઉં વિદાય; તમે સુભદ્રા પાસે પધારો, દ્રૌપદી કુંતા છે ત્યાંય. ૨૨ મારાં માતપિતાની સેવા, શ્રદ્ધા થકી તમે કરજો; ન્યાય નીતિ રીતીમાં રહેજ્યો, ધર્મ રૂડા અનુસરજો. ૨૩ મળવું હવે ભવિષ્ય આધારે, માટે કહ્યું માની લેજો; પીયરમાં એક પલક ન રહેશો, સદાય સાસરે રહેજો. ૨૪ યુદ્ધેથી જીવતો આવું તેતો, તારો મારો સંસ્કાર; રાજકદીપક હોય કદી તો, હામ લશો નહિ નાર. ૨૫ પુન્ય દાન બહુ પાછળ કરજો, કરજો સદા શુભ કર્મ; બ્રાહ્મણ સાધુની સેવા કરજો, ધારી બરોબર ધર્મ. ૨૬ કુળમાં લાંચ્છન લાગે એવું, કરશો નહિ કોઈ કામ; માતપીતાની આબરૂ પ્રમાણે, તારજો પેઢી તમામ. ૨૭ રામા તમારૂં હૃદય ઠરશે સુવર્યું છે ઘરસુત્ર; વડીલ વૃદ્ધના પુન્ય પ્રતાપે, પ્રભુજી આપશે પુત્ર. ૨૮ જેનાવડેથી જગમાં રૂડું, નામ રહે તારૂ મારૂં, એક વચન હવે બોલ્યા વિના, આજ્ઞા આપે તો સારૂં. ૨૯ થોડું કહ્યું ઘણું માની લેજો, દેજો શ્રીહરિ નામ; હવે હું તો જાઉં છું નારી, છે મુજ છેલ્લા પ્રણામ. ૩૦ એમ કહી અભિમન્યુ ચાલ્યો ઝાલ્યો બાળાએ હાથ; કરજોડી પાછી કહેવા લાગી, સાંભળોને સ્વામીનાથ. ૩૧ સુખેથી તમે યુદ્ધમાં જાવો, પણ પામશો નહિ હાર; છેવટ મારે કહેવાનું એટલું, કરજો

શત્રુનો સંહાર. ૩૨ હું અબળાને અધવચ મુકી, કાયર કદી નવ થાશો; કઠણ કામ કોઠાનું સ્વામી, જોજો પાછળ પસ્તાશો. ૩૩ વિશ્રામ–પસ્તાવો પાછળ થશે, કઠણ યુદ્ધનો પંથરે; વદે મગન ઓત્રા કહે, કપરા કોઠા કંથરે. ૩૬

## કડવું ૩૭ મું–રાગ સિંધુ.

કપરા કોઠાએ, કયમ કરી કંથ જીતાશે; બ્રહ્મા સર ભેદ ન જાણે, ભાળી મન ભરમાશેરે કપરા. ટેક કપટી ક્રોધી કૌરવ લોકો, કાળ તમારો કરશે; ગઢ ચક્રાવે એકલડા ત્યાં, કોણ સહાયતા ધરશેરે. કપરા. ૧ ઉછળતાં શસ્ત્રો છુટવાનાં, ગભરાશો ગઢ વિષે; દગલબાજ એ દુષ્ટો ભારે, ડંશ ભરેલા દીસેરે. કપરા ૨ સમગ્ર એ સાતે કોઠામાં, ભરીયા ભડવીર ભાથી; અતીરથી કો મહારથી મહી, છે શુરાના સાથીરે. કપરા ૩ સુભદ્રા સાસુની કુખે, જોજ્યો ડાઘ ન લાગે; હામ ન હોયતો પહેલું કહેજો, હું ચાલું રણ આગેરે. કપરા. ૪ મારી તમારી ઉંમર સરખી, મેશ રાશીમાં વાસો; મુચ્છ વીનાનાં બેઉ બરોબર, કોણ જુવે તમાશોરે. કપરા. ૫ ધો તમ વસ્ત્રો તે હું પહેરૂં, કયાં અહીં કોઇ જોનારૂ; મરદ કામ હું કરૂ માનુની, સમજો તો બહુ સારૂ. કપરા. ૬ વંઢળની વીદ્યા શીખેલી, હું તો કૌરવ કાજે; છું ક્ષત્રાણી શુર બતાવું, ના લેવાશો લાજેરે. કપરા. ૮ પણ મારૂ કે પછી તમારૂં, બેમાં એક સુધારો; જો હાર્યા તો જગની અંદર, ઝેર થશે જનમારોરે. કપરા. ૮ જીવ છતાં પણ જશ મેળવજો, ક્ષત્રી નર છો શુરા; અમર નામ અવનીમાં કરજો, પરાક્રમી થઇ પુરારે. કપરા. ૯ સ્વામી સૌ શત્રુ સંહારી વહેલા પાછા વળજો; વ્યાસ મગન નીજ ગુણ ગાવાનો, શુરાતનમાં ભળજોરે. કપરા. ૧૨ વીશ્રામ–ઓત્રા કહે કોઠા વિષે, જોજ્યો પામતા હારરે; વ્યાસ મગન વાણી વદે, બોલ્યો રાજકુમારરે. ૩૭

## કડવું ૩૮ મું–રાગ ઉપરનો.

ધન્ય ધન્ય ક્ષત્રાણી, જોજે શુરાતન તું મારૂં; ચક્રાવાને ચુર કરી સૌ, શત્રુને સંહારૂંરે. ધન્ય ધન્ય. ટેક. રણચક્રાવે લડતાં રાણી, કાહેર કૌરવ થાશે; અભિમન્યુને આવંતો જોઇ, સરવે નાસી જાશેરે. ધન્ય ધન્ય. ૧ ધનુષ્યના ટંકાર કરંતાં, લેશે મુજને નાણી; એક પલકમાં પ્રાણ પાપીના, તર્ત નાખું હું તાણીરે. ધન્ય ધન્ય ૨ પ્રર મુળમાં જે દ્રોણ રહેલા, પહેલે કોઠે પાડું; કૃપાચાર્યને અવસ્થાના લાડુ સુંસરા કાઢું રે. ધન્ય ધન્ય. ૩ કરણ તણું તો મરણ કરૂ હું, વાર જરા ના લાગે; દુર્યોધન પાપી કરૂં પુરો, માર અતીશે માગેરે. ધન્ય ધન્ય. ૪ શકુની મામાને મારી, જઇ જયદ્રથને ઝાલું; એ આદી યોદ્ધાઓને હું, ખોળી ખાત્રા આલું રે. ધન્ય ધન્ય. ૫ અષ્ટાદશ મહીના ઉદરમાં, ગર્ભે વિદ્યા ભણીયો; કોઠામાં જો કાયર

થાઉં તો, ધીક જનેતા જાણીયોરે. ધન્ય ધન્ય. ૬ શત્રુ નહીં છોડું કોઠામાં, કરૂં કટકા કૌરવના; પારથ પુંઠ તકાશી તેનો, છે વેરી પરભવનારે. ધન્ય ધન્ય. ૭ એકવાર મરવું છે જન્મી, નથી જીવ્યાની પરવા; અમર નામ કરૂં હું આજે શોક કરે શું કરવારે. ધન્ય ધન્ય. ૮ પાયમાલ કોઠા કરૂં ત્યારે, મન મનોરથ પુગે; કાયર થતાં માંસ મારૂં તે, શીયાળવાં ના સુંઘેરે. ધન્ય ધન્ય. ૯ છેવટ છે એ નિશ્ચય મારો, વ્યર્થની કાઢું વાણી; વ્યાસ મગન હરનીશ ગુણ ગાશે, રજા આપ્ય તું રાણીરે. ધન્ય ધન્ય. ૧૦ વિશ્રામ–રજા આપ્ય રાણી હવે, કહે છે રાજકુમારરે; વ્યાસ મગન વાણી વદે, રજા આપતી નારરે. ૩૮

## કડવું ૩૯ મું—રાગ પરજ.

મારા અલબેલા ભરથાર, વહેલા આવજો હો રાજ; મારા ઉરના એકાવળ હાર, વહેલા આવજો હો રાજ. ૧ મારી સગી નણદલના વીર, વહેલા આવજો હો રાજ; મારા હૃદયના ધારણધીર, વહેલા આવજો હો રાજ. ૨ મારા શરીરના શણગાર, વહેલા આવજો હો રાજ; મારા પ્રાણતણા આધાર, વહેલા આવજો હો રાજ. ૩ મારાં નરણાં કેરાં નેત્ર, વહેલા આવજો હો રાજ; રૂડા જીતીને રણક્ષેત્ર, વહેલા આવજો હો રાજ. ૪ મારા ભવીષ્યના ભરથાર, વહેલા આવજો હો રાજ; મારા દુઃખ તણા હરનાર, વહેલા આવજો હો રાજ. ૫ મારા સુખ તણા સાધંન, વહેલા આવજો હો રાજ; મારા પતી તમે પાવંન, વહેલા આવજો હો રાજ. ૬ સાસુ જાયા રાજકુમાર, વહેલા આવજો હો રાજ; કરી કૌરવનો સંહાર, વહેલા આવજો હો રાજ. ૭ હું તો જોઇ રહેલાની વાટ, વહેલા આવજો હો રાજ; જોજ્યો કરાવતા ઉચાટ, વહેલા આવજો હો રાજ. ૮ હું તો લળીલળી લાગુ પાય, વહેલા આવજો હો રાજ; જોજ્યો વાર વધુ ના થાય, વહેલા આવજો હો રાજ. ૯ કીર્તિ મેળવી કોઠા માંય, વહેલા આવજો હો રાજ. ૧૦

વીશ્રામ–એમ કહી ઓત્રા હરખડી, પડી મુર્છાની માંયરે; વદે મગન અભેમન્યુ ત્યાં, તર્તજ થયો વીદાયરે. ૩૯

## કડવું ૪૦ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીત રાયના તંન; ઓત્રા પડી જ્યાં મુર્છાની માંય, રાય તંબુથી થયો વીદાય. ૧ આવી રથમાં બેઠોરે જ્યારે, પાસે સેન્યા આવ્યું સૌ ત્યારે; રથે ગટારગચ્છ જેવો આવ્યો, ભાઇએ સાન કરી સમજાવ્યો. ૨ વીરા જાવો જરા દયા જાણો, સુભદ્રા પાસે પહોંચાડો રાણી; સુણી સેવકો તેડીને ત્યાંય, ગયો ગટારગચ્છ તંબુ માંય. ૩ તેવે મુર્છામાંથી ઉઠી નાર દીઠા જેઠજી ઉભેલા દ્વાર; તેતો બોલ્યા મુખે એમ વાણી, જાઓ આજીના તંબુમાં

રાણી. ૪ દઇ સેવક સાથે વીદાય, આવી માતાના તંબુની માંય; પડી એતો સુભદ્રાને પાય, કરજોડી કહેવા લાગી ત્યાંય. ૫ માજી આવતાં થઇ મુને વાર, ચડી ચુકયા યુદ્ધ ભરથાર; તેઓ ઉતરી હું આરોબાર, ગઇ મનાવા પતિને તે વાર. ૬ મેં તો ઘણું ઘણું સમજાવ્યા, પાછા પુત્ર તમારા ન આવ્યા; પાછા વાળ્યા છતાં નવ વળીયા, તાણી તંબુ તેતો મને મળીયા. ૭ આપી પુત્રને થયા વીદાય, ત્યાંથી આવું છું હાલ હું આંય; મને પુત્ર પ્રભુજી જે દેશે, નામ એ થકી કુળમાં રહેશે. ૮ સુણી સુભદ્રાનો ગયો રોષ, ઘણો કુંતાને વળ્યો સંતોષ; બોલી દ્રૌપદી તો તેણીવાર, બાઇ જેવો તારો સંસ્કાર. ૯ એમ વાતો કરે છે તે ઠામ, એવે માયાવી કીધું શું કામ; તંબુ માયાનો અલોપ કીધો, ચાલ્યો રથના સામો તે સીધો. ૧૦ બેઠો રથે ચડીને તે ઠામ, લીધી હાથમાં અશ્વ લગામ; અભિમન્યુ કહે વીર મારા, હવે હાંકોને અશ્વ તમારા. ૧૧ સુણી રથને હાંકયો તે વાર, ચાલ્યું સૈન્યા ત્યાં હારકતાર; દીધા દોહશ કરતારે ડંકા, કરે ગર્જના બહાદુર બંકા ૧૨ વાગે વીધવીધ વાજાંનો નાદ, અતી યોદ્ધાને ઉર ઉનમાદ; કયારે કરીએ શત્રુનો સંહાર, એવી ઉરમી છે ઉરમાં અપાર. ૧૩ હીંડયા કરતા સૌ શોરબકોર, ઝાલ્યું રહેતું નથી જરી જોર; વાગે સરણાઈ ભેરી દદામા. ચાલ્યા સૈનિક કોઠાના સામા. ૧૪ ભીમે ગદા અચુત મણની લીધી, સ્વારી જયમંગળ પર કીધી; સહેદેવ નીકુળને મેઘવર્ણ, ચાલ્યા ધ્રુજાવતા સૌ ધર્ણ. ૧૫ સૈન્યા સરવે ભયંકર ભાસે, અભિમન્યુ જુવે છે ચોપાસે; એના મનમાં છે હરખ અપાર, ઘણો ખીલ્યો અર્જુનનો કુમાર. ૧૬ એવી ખીલી તેની મુખ કાન્તી, જોતાં અર્જુનની આવે ભ્રાન્તી; નથી આજે એનામાં કંઇ નુન્ય, જાણે આવ્યો એતો અર્જુન. ૧૭ ઉભા કોઠામાં યોદ્ધા અપાર, તેતો કરવા લાગ્યા વીચાર; સૈન્યા ધારીધારીને તપાસ્યું, આવ્યો અર્જુન એવું ત્યાં ભાસ્યું. ૧૮

વીશ્રામ—ભાસ્યું અર્જુન આવીયો, લાગી સૌને ધાકરે, વ્યાસ મગન વાણી વદે, વાગી ત્યાં વીર હાકરે. ૪૦

## કડવું ૪૧ મું—રાગ હંસે માંડયો વિલાપ.

વાગી વાગી કોઠામાં હાક, અર્જુનજી આવીયોરે; બધા યોદ્ધા ચડયા ત્યાં ચાક, અર્જુનજી આવીયોરે. નથી ખાતા કો છીંક કે છાક, અર્જુનજી આવીયોરે; જબરી છે એની ધાક, અર્જુનજી આવીયોરે. ૨ કૌરવ કહેછે આવ્યું આજ મ્હોત, અર્જુનજી આવીયોરે; એવા સૌ કો બની ગયા બ્હોત, અર્જુનજી આવીયોરે. ૩ દીધું પાતાળ કેરૂ નામ અર્જુનજી આવીયોરે; કીધું કપટનું એણે કામ, અર્જુનજી આવીયોરે. ૪ આવી પહેલી જાણી હોત વાત, અર્જુનજી આવીયોરે; એમા કદી કોઠામાં ન થાત, અર્જુનજી આવીયોરે. ૫ દોડા દોડ કરે છે તમામ, અર્જુનજી

આવીયોરે; એવી હારી ગયા સૌ હામ, અર્જુનજી આવીયારે. ૧ વીશ્રામ–હામ સરવ હારી ગયા, કરતા નાસાનાસરે; વ્યાસ;મગનવાણી વદે,પડીયોઝાઝોત્રાસરે૪૧

## કડવું ૪૨ મું–રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, કોઠા યુદ્ધ મહીમાય. ૧ ત્રાસ પડ્યો કોઠામાં સહુને, કૌરવ ચોદ્ધ વીમાસે; દ્રોણગુરૂ તે કહેવા લાગ્યા, હવે વલે શી થાશે. ૨ કપટ કરી એ પારથ આવ્યો, કરશે આપણો કાળ; ઉગરવાનો આરો નહી એક, બોલ્યો અંધનો બાળ. ૩ દ્રોણ કહે તમે ધીરજ રાખો, છો આવ્યો અર્જુન; કાળ કરીશ એનો આ કોઠે, પરવાર્યું છે પુન. ૪ એમ કહીને જોવા લાગ્યા, કીધું ત્યાં અનુમાન; ન્હોય ન્હોય અર્જુનજી આતો, છે તેનો સંતાન. ૫ અર્જુન હોય તો ઢાંકયો રહે નહીં, જોડે હોય ભગવાન; રથ ધ્વજાપર હનુમંતાનું, ચીત્રજ નથી નીદાન. ૬ શા માટે તમે શોચ કરો છો, મળતી નથી નીશાની; બાપ સમો એ બેટો ભાસે, અર્જુન બેઠા માની. ૭ જાણીને કેમ ભુલ ખાવો છો. અર્જુન છે પાતાળ; તેમ છતાં અર્જુન હશે તો, કરીશ તેનો હું કાળ. ૮ એવામાં સૈન્ય થડમાં આવ્યું, દીઠો અર્જુન બાળ; ત્યારે સૌને ધીરજ આવી, ટળી પેટની ફાળ. ૯ વીધવીધ વાજાં તર્ત વગાડયાં, કર્યા શંખના નાદ; કીકીયારી કીધી કોઠામાં, અતી ધરી ઉનમાદ. ૧૦ એવામાં અભીમન્યુ આવ્યો, કોઠા લગભગ જ્યારે; સૈન્યા ઉભુ રખાવી ભીમને, કહેવા લાગ્યો ત્યારે. ૧૧ કાકા મારા કોઠા અંદર, સૈન્યાનું નહીં કામ; તે બીચારૂ ત્યાં નકામું, રહેવા દો આ ઠામ. ૧૨ યુક્તીસર એ યુદ્ધ કરવાનું કઠણ કામ અપાર; જાણ હોય તે કોઠા જીતે, બીજાનો નહીં ભાર ૧૩ માટે કાકા તમે એકલા, ચાલો મારી સાથે; છ કોઠા સર કરવા મ્હારે, સાતમો છે તમ માથે. ૧૪ ત્રીજો ગેટાગરચ્છ ભાઇ આવે, રથ હાંકવા માટે; આપણ ત્રણ વીના કેઇ યોદ્ધા, લેવો નહીં એ વાટે ૧૫ ભીમ કહે ભાઇ વાત ખરી છે સમજ્યો તેહ તમામ; સહેદેવ નીકુળ મેઘવરણને, બોલાવ્યો તે ઠામ. ૧૬ ભીમ કહે ભાઇ સૈન્યા તેડી, અહીંથી અળગા થાવ; કામ નથી કોઠામાં કોઇનું શીતળ છાંયે જાવ. ૧૭ જયમંગળ મુજ ગજેંદ્રને પણ, રાખો સૈન્યા સાથ; એમ કહીને સાંકળ આપી, મેઘવરણની હાથ. ૧૮ તવ સૈન્યા અળગુ જઇ રાખ્યું, શીતળ છાયા માંય; જયમંગળ ગજ મેઘવરણ લેઇ, ઉભો મોખરે ત્યાંય. ૧૯ ગેટારગચ્છ તવ લગામ ખેંચી, રથ હાંકયો પુરપાટ; પાણી પંથા પલક એકમાં, હીંડયા હણહણાટ ૨૦ સંપ કરી ત્રણેજણ સાથે, શુરાતન શુભ લાવી; પહેલે કોઠે જઇને ઉભા, દ્રોણના સનમુખ આવી. ૨૧ વીશ્રામ–આવી ત્યાં ઉભા રહ્યા, અંતર ક્રોધ અપારરે; વદે મગન અભિમન્યુ કહે ધીક ધીક દ્રોણાચારરે. ૪૨

## કડવું ૪૩ મું—રાગ ક્ષત્રી કલંકનો

ધીક ધીક કરે પ્રપંચી દ્રોણાચાર, હવે તમારૂ આવી પોંચ્યું રે; ન્હોય ન્હોય તમે બ્રાહ્મણકુમાર, હવે તમારૂ આવી પોંચ્યુરે. ૧ પણ પાળ્યું નહી બોલેલું તમામ, હવે તમારૂ આવી પોંચ્યું રે; કીધું કપટથી કોઠાનું આ કામ, હવે તમારૂં આવી પોંચ્યું રે. ૨ મારા પીતાજીને મોકલી પતાળ, હવે તમારૂ આવી પોંચ્યુંરે પછે પ્રપંચની પાથરી આ જાળ, હવે તમારૂં આવી પોંચ્યુરે. ૩ સાંધ્યો ત્રીસવાસ હઇને આ લાગ, હવે તમારૂં આવી પોંચ્યુરે; નીતિ રીતી તણો કીધો તમે ત્યાગ, હવે તમારૂં આવી પોંચ્યુરે. ૪ માંડયો યુદ્ધમાં તો મુળથી અધર્મ, હવે તમારૂં આવી પોંચ્યુરે; નથી સમજ્યા હજુ સુધી સ્વધર્મ, હવે તમારૂં આવી પોંચ્યુરે. ૫ બ્રહ્મ કુળમાં લગાડયુ એ કલંક, હવે તમારૂં આવી પોંચ્યુરે; ભુંડો દીસે તમ ભવીષ્યનો વંક, હવે તમારૂં આવી પોંચ્યુરે. ૬ કરૂ પુરો બધો નીજ અનમાન, હવે તમારૂં આવી પોંચ્યુરે, આજ ઉતારૂં તમારો અભીમાન, હવે તમારૂં આવી પોંચ્યુરે. ૭ નક્કી ભમે છે તમારે માથે કાળ, હવે તમારૂં આવી પોંચ્યું રે; સુત સિંહનો ના જાણશો શિયાળ, હવે તમારૂં આવી પોંચ્યું રે. ૮ ઝાલો ઝાલો હથીયાર હવે હાથ, હવે તમારૂં આવી પોંચ્યું રે, રોળું રણમાં યોદ્ધાઓ સૌ સાથ, હવે તમારૂં આવી પોંચ્યું રે. ૯ નહિ છોડું કોઠે થનાર તે થાય. હવે તમારૂં આવી પોંચ્યું રે; વ્યાસ મગન સહાય ગુણ ગાય, હવે તમારૂં આવી પોંચ્યું રે. ૧૦ વીશ્રામ—આવી પહોચ્યું આપનું, કહે છે પારથ તંન રે; વ્યાસ મગન મુખ ઉચરે, વદીયા દ્રોણ વચનરે. ૪૩

## કડવું ૪૪ મું—રાગ સાડે તીન પેસે શેર એ.

અલ્યા હંકારી અભીમાની તારૂં મોત આવ્યું રે; મોત આવ્યું રે. તારૂં મોત આવ્યું રે. અલ્યા. ટેક. તાત ગુરૂની લજ્જા લોપી, વદીયો ભ્રષ્ટ વચંન; જા જા પાપી પાછો અહીંથી, પલમાં થઇશ પતંન. અલ્યા. ૧ યુદ્ધ કામ વૃદ્ધોનું આતો, નહીં બાળકનું કામ; સીંહની આગળ કહે કેમ ચાલે, શીયાળવાની હામ. અલ્યા. ૨ દ્રોણગુરૂની ધાકે જોલ્યા, પ્રભુજી ઉઠે ધણું; છોકરવેજા શીહ કરે તુજ, માથે આવ્યું મર્ણ. અલ્યા. ૩ આગળ મુજ અપમાન કર્યું છે, તે મુજ મનમાં રીસ; મુકટ માટે આજે તારૂં છેદી નાખું શીશ. અલ્યા. ૪ શીહ મરે મીથ્યા મુમતમાં, હજુએ મારૂં માન; રાંક બીચારી રાન રખડશે વિરાટની સંતાન અલ્યા. પરણીને પાધરોજ આવ્યો, ઘડી રહ્યો નથી ઘેર; કાંકણદોરો છુટયા પેલો, કરવા બેઠો કેર. અલ્યા. ૬ દયા લાવ્ય નીજ દારા ઉપર, કાંક સમજ દીલ સાથ; એ બીચારી શું સુખ પામી, ઝાલી તારો હાથ. અલ્યા. ૭

ઓથ વીના એકલડો આવ્યો, પારથ છે પાતાળ; કોણ ઉગારે આ કોઠામાં, કરીશ તારો કાળ. અલ્યા. ૮ માત તાત તુજ મરણ સાંભળી, મરશે કુટી શીશ; ધર્મ દ્રોપદી કુંતા સરવે, મરશે પાડી ચીસ. અલ્યા. ૧૦ બાળક બુદ્ધિમાં મુજ સામું, બહુ બરબડયો આજ; અધમ તારી આ અવનીમાં, લુટાવાની લાજ. અલ્યા. ૧૧ બાણ કારમાં કેમ સેવાશે, કાયા તુજ કીશોર; જ્યાં આગળ હું કરીશ ઝપાટો, જરી ના ચાલે જોર. અલ્યા. ૨ લહાણ નથી લેવાનો અહીંયાં, મુજથી ભીડી બાથ; આમ કેમ કાયર થઇ ઉભો, ઉપાડય પહેલો હાથ. અલ્યા. ૧૩ વીશ્રામ–ઉપાડય પહેલો હાથ તું, વદીયા દ્રોણાચારરે; વ્યાસ મગન કહે તે સમે, કોપ્યો રાજકુમારરે. ૧૪

## કડવું ૪૫ મું—રાગ સવૈયાનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું, કોઠા યુદ્ધ મહીમાય. ૧ સીંહ સમી પછી કરી ગર્જના, કોપ્યો રાજકુમાર; વિશ્વાસઘાતી મહા પાપી, ધીક ધીક દ્રોણાચાર. ૨ પારથને પાતાળ મોકલી, કપટે કોઠા કરીયા; ન્હોય ન્હોય એ રીત તમારી, અધર્મને અનુસરીયા. ૩ તે માટે તમે યાદ રાખજો, વાળુ વેર વીશાળ; પારથ હું બીજો પૃથ્વીમાં કરૂં તમારો કાળ. ૪ યુદ્ધ કામ ક્ષત્રિનું આતો, વીચારો એ વાત; નથી લાડવો અહીં ખાવાનો, ભટ બ્રાહ્મણની જાત. ૫ દ્રોણ કહે ચુપ ચબાવલા તું ચડયું ચડયું માં બોલ; અભીમન્યુ કે મારે મન છો, તમેજ તરણા તોલ. ૬ દ્રોણ કહે મદ મીથ્યા ધરીને, શીદ બરબડે બ્હોત; અભીમન્યુ કે હવે તમારૂં, આવી પહોંચ્યું મ્હોત. ૭ દ્રોણ કહે લ્યા તાત ગુરૂનું, કેમ કરે અપમાન; લાડુભટ્ટ મુજને ઠેરવીયો નીચ બુદ્ધિનાદાન. ૮ તે માટે હું આજે તાહરી, ખબર બરોબર લઇશ; હજુ પગે લાગી વળ્ય પાછો, તો તો જીવતો રહીશ. ૯ અભીમન્યુ કહે એ શું બોલ્યા ધીક ધીક દ્રોણાચાર; પગે લાગવા જેવું પરોજણ, નીજમાં નથી લગાર. ૧૦ રાવણ હીરણ્યકશીપુ જેવી, બુદ્ધિ બગી તમારી; વીપ્ર વચનથી ભ્રષ્ટ થયા તે, માટે નાંખુ મારી. ૧૧ જીવતા જગમાં આજ ન છોડું, ભુંડા બ્રહ્મકુમાર; જુવો ઝપાટો ક્ષત્રી પુત્રનો, થાવ હવે તૈયાર; સુણી દ્રોણને ધ્રમ ધુમ વ્યાપી નખ શીખ સુધી રીશ; પ્રચંડ ધનુષ્ય ઉપાડી કહે છે છેદું તારૂં શીશ. ૧૩ સામા સામી વાદ વદી એમ કોપ્યા અપરંપાર; બળ કરી બન્ને જણ સાથે કર્યા ધનુષ્ય ટંકાર. ૧૪ ઉલકાપાત થયો અવનીમાં ડોલ્યા દશ દીગપાળ; ભુમી કંપ થયો મહા ભારે, ખળભળીયું પાતાળ. ૧૫ કીકીયારી કોઠામાં કીધી, યોદ્ધે ધરી ઉનમાદ; વીધ વીધ વાજાં તર્ત વગાડયાં, કર્યા શંખના નાદ. ૧૬ તેજ સમય બંન્ને જણ સાથે બાણ કર્યા સંધાણ; એક એકના ઉપર મુકયાં,

લેવા માટે માણ. ૦ દ્રોણગુરૂનો સર છુટયો તે, સન્મુખ આવ્યો દોડી; બાળકના બાણે તે સરને, તરત નાખ્યો તોડી. ૧ દ્રોણે તત્ર અગનાસ્ત્ર મુકયું, બાણ બાળવા ત્યાંય; અભીમન્યુ વરૂણાસ્ત્ર મુકયું, અગની સૌ ઓલવાય. તત્ર દ્રોણે પર્વતાસ્ત્ર મુકયું, ચાલ્યું પર્વત પુર; અભિમન્યુએ વજ્રાસ્ત્ર મુકયું, પર્વત કર્યા ચકચુર. ૨૦ નાગપાસ તવ ગુરૂએ મુકયુ, બાણ બાંધવા ત્યાંય; મુકયું કુંવરે ગરૂડાસ્ત્રતે, નાગને વીણી ખાય. ૨ . બાણ બધાં એમ નષ્ટ કર્યા કે પડી પેટમાં ફાળ; દ્રોણગુરૂને ચીડ ચડી બહુ, અંગે ઉઠી જ્વાળ. ૨૨ મનમાંહે વીચાર કરે છે, બળીયો કયાંથી બાળ; ગજુ નથી ને કરે ગર્જના, સિંહ સમી વીકરાળ. ૨૩ રણ રક્ષા કુન્તાની જબરી, તે રાખે છે માપ; દ્રોણ બીચારા નથી જાણતા, દોરા તણો પ્રતાપ. ૨૪ એવે દ્રોણ મંત્ર ભણી વળી, સર મુકયો શુભ શાખ; એક બાણના મંત્ર વડેથી, બન્યાં બાણ એક લાખ. ૨૫ મધપુડાની માંખો માફક, છુટયાં તીર તે વાર; અભિમન્યુના અંગે વાગ્યાં, આવી અપરંપાર. ૨૬ ગટોરગચ્છ તે બાણ કહાડીને, હીંમત ઝાઝી આલે; તકે કાકડા એબે બોળી, છીદ્ર વિશે વળી ઘાલે. ૨૭ ઉત્તમ કામ કરે સારથીનું, મન વરતી રથ હાંકે; બાપ દીકરો બંને સાથે, ભાઇનું ભલું તાકે. ૨૮ ભીમસેન તો રહી રથ પાછળ, મોટી બુમો પાડે; ખબડદાર મારી નાખું કહી, ગરજી ગદા પછાડે. ૨૯ એવે મંત્ર ભણી સર મુકયો, પારથને કુમાર; એક બાણના મંત્ર વડેથી, બનીયાં સાઠ હજાર. ૩૦ વળી દ્રોણના મુક્તા પહેલાં, તે મુકે બેનાર; બાળકનાં બાણ બમણાં ભાળી, ધ્રુજે દ્રોણાચાર. ૩૧ જોર ભર્યાં જઇ ગુરૂને વાગે, વીંધે સર્વ શરીર; અંગ બનાવ્યું ચારણી જેવું, નીકળે બહુ રૂધીર ૩૨ શીશોળીયાંનાં પીંછની માફક, અંગે ચોંટયાં બાણ; જેવા મોરને શાહુડી દીસે, તેવા દીસે દ્રોણ. ૩૩ મેઘબુંદ સમ બાણ ભમે છે, કોઠામાં ને બહાર; ધીરજ રહી નહી દ્રોણ ગુરૂને, દેખી બાણ અપાર. ૩૪ જાણ્યું બાળક છે બહુ બળીયો, મને ચડાવ્યો ચાક; વૃદ્ધપણામાં આજે મારૂ, નક્કી લેશે નાક. ૩૫ વળી મારા કરતાં તેનો, ત્રણ ગણો છે તોર; તેના ભેગું બાપ દીકરો, જબરૂ દેછે જોર. ૩૬ માટે એ બે નષ્ટ કરૂ તો, બાળક એ જીતાય; એવું જાણી દ્રોણગુરૂએ, સાધ્યો તર્ત ઉપાય. ૩૭ બંને સર કાઢયાં ત્યાં સાથે, મુકયાં તેણીવાર. બાપ દીકરો ધરણી ઢાળ્યા, મુર્છાની મોઝાર. ૩૮ પછી ગુરૂએ ધાર્યું હણવા, પારથસુતનું શીશ; અંત સમય મનમાં આદરીયો, કરી કારમી રીસ. ૩૯ કાળજ્વરનો મંત્ર ભણી જ્યાં, જાય તાણવા તીર; અભિમન્યુ તે ચેતી ગયો, બળીયો બાવન વીર. ૪૦ જાણ્યું કરશે કાળ ગુરૂજી, સમજ્યો પુરણ સાર; ગુરૂજીના મુક્તા પહેલું, બાણ કર્યું તૈયાર. ૪૧ મંત્રયુક્ત કરી માર્યું પછી, દ્રોણ છાતીમાં ત્યાંય;

રથ ઉપરથી ફેંકી દીધા, ઢાળ્યા ધરણી માંય. ૪૨ એવે મુર્છા વળી કે ઉઠયા, બાપ દીકરો સાથ; ગટોરગચ્છ રથે બેઠો, ગદા ભીમે ગ્રહી હાથ. ૪૩ મેઘનાદ સમ કરી ગર્જના, કોપ્યો પૃથાકુમાર; દંત પીસી પછી દોટજ મુકી, કોઠાની મોઝાર. ૪૪ યોદ્ધાઓ તવ ભીમને દેખી, પુરણ પામ્યા ત્રાસ; જાણ્યું હવે મરી જવાના, કરતા નાસાનાસ. ૪૫ દ્રોણે પણ જાણ્યું કે કરશે, મારી ઉપર ચોટ; મર્ણ બચાવી મુઠીયો વાળી, દડબડ મેલી દોટ. ૪૬ દ્રોણ દેખી દુરીયોધન બોલ્યો કેમ નાઠા મહારાજ; દ્રોણ કહે છે બાળક બળીયો, લીધી મારી લાજ. ૪૭ ધરણી ઉપર મુજને ઢાળ્યો, ખાધી પુરણ પછાડ; કાળજ્વર કરમાં રહ્યું ને, ઉલટાં ભાગ્યાં હાડ ૪૮ દુરીયોધન કહે વાહ ગુરૂજી, જાણ્યા બ્રહ્મકુમાર; બુદ્ધિ-હીણા બાળકથી શું, છેવટ પામ્યા હાર. ૪૯ રાયગુરૂ બે વાત કરે છે, એવે અભેમાન; કોઠે રથ હંકાવી લાવ્યો, બહાદુર નર બળવાન. ૫૦ અભેમન્યુ કોઠામાં આવી, ફરીયો દ્વારે દ્વાર; દ્રોણગુરૂના યોદ્ધાઓ ત્યાં, માર્યા એક હજાર. ૫૧ વજ્રાસ્ત્રનો મંત્ર ભણી પછી, બાણ મુકયું ભરપુર; પાષાણનો એ પહેલો કોઠો, તર્ત કર્યો ચકચુર. ૫૨ પાયમાલ કોઠો કર્યા કેડે, બોલ્યો બાળક વાણ; શરીરથી આ કહાડો કાકા, બહુ સાલે છે બાણ. ૫૩ ભીમ ગટોરગચ્છ બાણ કહાડે છે, ધાર રૂધીરની ચાલે; કરી કાકડા તેલમાં બોળી, છીદ્ર વિષે તે ઘાલે. ૫૪ બાણ બધાં એમ ખેંચી નાખ્યાં, મળી બાપ સંતાન; થોડીક વાર પછીથી થયો, અભેમન્યુ સાવધાન. ૫૫ પછી હોંશથી રથ હંકાવ્યો, લક્ષ બરોબર લાવી; જઇ ગોરના સનમુખ ઉભા, બીજે કોઠે આવી. ૫૬ વીશ્રામ—બીજે કોઠે આવીયા, પ્રથમ મેળવી માનરે; વ્યાસ મગન વાણી વદે ત્રણ જણા બળવાનરે.૪૫

## કડવું ૪૬ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષિતરાયના તન, ભીમ ગટોરગચ્છ અભેમાન, આવ્યા ત્રણ જણા બળવાન. ૧ ઉભા બીજા કોઠાનીરે બ્હાર, કૃપા-ચાર્ય કોઠા મોઝાર; દેખી ભીમ કહે સુણો ગોર, લાડુ ઓંણ ખાવા છે કે પહોર. ૨ ભટ ભોજનના અધિકારી, ઉભા કોઠામાં શસ્ત્ર શું ધારી; ન્હોય ન્હોય એ તમારો ધર્મ, યુદ્ધ કરવું એ ક્ષત્રીનું કર્મ. ૩ શર્મ આવી ના તમને લગાર, નક્કી ખાવાના થયા છો માર; પણ ગોર અમારા છો આપ, તેથી લડતાં લાગે મને પાપ. ૪ માટે ઉભો છું મન વિચારી, તેવડ કરવી મારે તમારી; હજુ જો કદી નાશીરે જાવો, પાપ ના લાગે પ્રાણ બચાવો. ૫ અભેમન્યુ કહે સુણો કાકા, કેમ પાછા પડો થઇ પાકા; રાડય મુકી બનો છો શું રાંકા, આવા શબ્દ વદો છો શું વાંકા. ૬ કોણ ગોર ને કોણ યજમાન, પુરો કરો જેવો અનમાન; યુદ્ધમાં નહિ પુન્ય કે પાપ, લડવા આવી ઉભા આપો આપ. ૭ સંપ શા માટે કરવો આ કામ,

કરો યુદ્ધનું હવે તો કામ; હતા બગી એમના બનેવી, જુવો દશા કરી મેં તો કેવી. ૮ પછી એમનો શો અહીં ભાર, નથી ટકવા દેવાનો લગાર; મારો હાથ હું આજે બતાવું, સંગ છત્રપતિનો છોડાવું. ૯ સુણી ગોર બોલ્યા મુખ વાણી, વીરા શીદ વદો તાણી તાણી; નથી ઉભો હું મુસ્ત આણી, વદુ વાત જરા લ્યો તે જાણી. ૧૦ પાપી પુરણ અંધનો બાળ, ભારે કપટ કીધું ભુપાળ; પહેલો વચને બાંધીરે લીધો, કોઠા પરાણે મુજ સાથે દીધો. ૧૧ નથી મારે તમારે કંઇ વ્હેર, કીધી કૈરવે આ બધી પેર; તેથી કોઠે કદી નવ આવું, તોતો વચન ભ્રષ્ટ હું થાવું. ૧૨ તેથી આવી ઉભો છુ આ ઠામ, નથી કરવું મારે યુદ્ધ કામ; છતાં યુદ્ધ કર્યા જેવું થાય, જેથી રાજી રહે સન રાય. ૧૩ વળી વચન મુજ સચવાય, એવો બતાવો કાંક ઉપાય; સુણી બોલ્યો વૃકોદર વાણી, બાણ નાંખો ઉભાં તાણી તાણી. ૧૪ ઠાલેઠાલું જણાવોને જોર, કરો કોઠામાં શોરબકોર; એવું બે ઘડી યુદ્ધ જમાવો, પછી શસ્ત્ર ફેંકી નાશી જાવો. ૧૫ થશે યુદ્ધ વચન સચવાય, બીજો એ વીણ નથી ઉપાય; સુણી ગોર થયા રળીયાત, ઠીક ઉતરી ઉરમાં વાત. ૧૬ પછી લીધું ધનુષ્ય તે વાર, કીધો તર્ત ત્યાં ઘોર ટંકાર; સામસામાં છોડયાં બાણ બળથી, કોઇને વાગે ના મુકે એ કળથી. ૧૭ એવું હૈવત તો ઝાઝું દાખે, તીર તાણી ઉંચાં ઉંચાં નાખે; બધાં બાણ ભમે કોઠા બ્હાર, મધમાંખોની પેઠે અપાર. ૧૮ કીધો કોઠામાં શોરબકોર, જાણે કાલ્યું રહેતું નથી જોર; ભેગો ભીમ ત્યાં બાંટારે પાડે, ગરજી ગદા એ ભોમી પછાડે. ૧૯ એવાં છુટયાં જ્યાં બાણ અપાર, દેખી હરખ્યો એ અંધકુમાર; કહે છે જુવોને મામા શકુની, કોપ્યા કેવા કૃપાચાર્ય મુનિ. ૨૦ બાણ આટલાં બ્હાર દેખાય, હશે કેટલાં કોઠાની માંય; નક્કી કાળ કુંવરનો એ કરશે, તેથી હૃદય મારૂં ઠીક ઠરશે. ૨૧ એવે કોઠામાં થઇ કીકીયારી, ભીમ બોલ્યો ત્યાં વખત વીચારી; ગોર બે ઘડી થઇ ગઇ સારૂ, હવે યુદ્ધ અટોપો તો સારૂ. ૨૨ નહીં તો મારીશ હું મહારાજ, હવે શરમ નહીં રાખું હું આજ; સુણી શબ્દ કૃપાચાર્ય ગોર, જરા છેવટ જણાવ્યું જોર. ૨૩ પછી ગરવા થઇનેરે ગાડા, ફેંકી આયુધ તેતોરે નાઠા; કહે છે હાર્યો હું તો ભાઇ હાર્યો, મને ત્રણે જણે કુટી માર્યો. ૨૪ એમ કહેતા પેઠા કોઠા માંય, જઇ ઉભા જ્યાં કૈરવરાય; દેખી દુભાયો દુરીયોધન, આ શું કામ કીધુ મુનીજન. ૨૫ મેં તો મોખરે બ્રાહ્મણ રાખ્યા, તમે હૈવત કાંય ન દાખ્યા; સાળો બનેવી બળીયા અપાર, છતાં બંને જણે ખાધી હાર. ૨૬ તમે બ્રાહ્મણ લાડુ ખાઇ જાણો, એવું બોલ્યો કરી રીસ રાણો; ભોગ લાગ્યા મેં મોખરે મુકયા, ચોટ પ્રથમથી અમે ચુકયા. ૨૭ એવે અર્જુનજીનો કુમાર, પેઠો બીજા કોઠાની મોઝાર; ફરી વળીયો એ ફરે દ્વાર, માર્યા યોદ્ધાઓ ત્યાં બે હજાર. ૨૮ પછી

બાણ લીધું એક ત્યાંય, મંત્રયુક્ત કીધું કરમાંય; મુકયું કોઠા ઉપર કરી શુર, કીધો વજ્ર કોઠો ચકચુર. ૨૯ પછી બોલ્યો રૂડો રણધીર, રથ હાંકો હવે મારા વીર; સુણી ગેટારગચ્છ ગુણવાન, હાકયા રથના હય બળવાન. ૩૦ ત્રીજે કોઠો ત્રાંબાનો છે જ્યાંય, જઈ ઉભો રાખ્યો રથ ત્યાંય; તે કોઠામાં છે અસ્વત્થામા, ઉભા ત્રણે જણા તેના સામા. ૩૧ વિશ્રામ—સામા ત્રણ જણા ઉભા, અસ્વત્થામા જ્યાંયરે; વ્યાસ સગન વાણી વદે, સુણો જન શ્રોતાયરે. ૪૧

## કડવું ૪૭ મું—રાગ આશાવરી.

વૈશંપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું, ત્રીજા કોઠાનો મહીમાય. ૧ ભીમ ગેટારગચ્છ અભિમન્યુ ત્રણ, ત્રીજા કોઠા બહાર; આવી ઉભા તે દેખીને, બોલ્યો દ્રોણકુમાર. ૨ ઠીક થયુ અહીંયાં આવ્યો તું, ઓરે અર્જુન બાળ; બે ગઢ જીત્યો પણ આ કોઠે, આવ્યો તારો કાળ. ૩ વૃદ્ધ હતા મુજ તાત ને મામા, તેથી જીત્યો ત્યાંય; તુજ સમોવડ હવે મળ્યો હું, જમપુર કરૂં વીદાય ૪ વેર વાળું અલ્યા મુજ તાતનું, તેં જે કર્યું અપમાન; બ્રાહ્મણનો તેં ભાર ન રાખ્યો, નીચ બુદ્ધિ નાદાન. ૫ તાત ગુરૂ પણ તેં ના માન્યા, ઉલટો વદીયો વાદ; અભીમાની હું તે સૌ તારો, ઉતારૂં ઉનમાદ. ૬ અભીમન્યુ કહે અછકલા શીદ, આગળથી છલકાય; બળ વીનાનો મીથ્યા બોલી, મુરખ શું મકલાય. ૭ નથી ઓળખતો હજુ તું મુજને, તે સૌ લક્ષમાં લાવ્ય; તાત તથા મામા તારાને, જા પહેલો પુછી આવ્ય. ૮ ત્યાર પછીથી તું મુજ સાથે, કર યુદ્ધનો આરંભ; જરી ઝપાટો જોયા વીણ શીદ, દુષ્ટ કરે તું દંભ ૯ દ્રોણ સરીખા ધરણી ઢાળ્યા, ઘડયો ગોરનો ઘાટ; કહે પછી તું શા લેખામાં, જવાનો જમપુર વાટ. ૧૦ યુદ્ધ કામ ક્ષત્રીનું આતો, નહી બ્રાહ્મણનો ભાર; બ્રાહ્મણભટ લાડુ ખાઈ જાણે, ત્યાં પડવાનો પાર. ૧૧ પ્રતિપાળ હું ગૌ બ્રાહ્મણનો, થઇ જા હજુ મુજ શર્ણ; નહી માને તો નક્કી આસીશ, મુરખ તારૂં મર્ણ. ૧૨ અસ્વત્થામા કહે શું બોલે, બુદ્ધિ વીનાના મ્હોત; કોઇ નથી સમર્થ સૃષ્ટીમાં, કરવા મારૂં મ્હોત. ૧૩ જો અલ્યા હું ચીરંજીવી છું, મારે મ્હોત ન થાય; ઉમેદ તારી મીથ્યા થાશે, કરતાં કોડ ઉપાય. ૧૪ અભીમન્યુ કહે ઠીક ત્યારે તું, સંભાળી લે શીવ; જોર હવે હું જણાવું મારૂં, જાણજે તારો જીવ. ૧૫ મ્હોત હોય તેવા જનનો તો, સૌકો કરે વીનાશ; પણ વગુ મોતે મ્રત્ય બનાવું, એ ચતુરાઈ મુજ પાસ. ૧૬ અસ્વત્થામા કહે ચતુરાઈ તુજ, મુજ આગળ નહી ચાલે; બાણ એક ટકવા ના દેઉં, શીદ જગતમાં મહાલે. ૧૭ એવી રીતે વાદ વધ્યા બહુ, બન્ને જણ બળવાન; સામા સામી સાહી શરાસન, ખેંચી તરત કમાન. ૧૮ બળથી બાણ વછોડયાં સાથે, તે ચાલ્યાં ભરપુર; એક

એકના બાણને વાગી, થઇ ગયાં ચકચુર. ૧૯ તવ અસ્વત્થામાએ, કાઢી મુકયાં પાંચ પ્રમાણ; પારથ પુત્રે તે શર તોડયાં, મુકી એકજ બાણ. ૨૦ અમરે તે દેખી અકળાઇને, શર મુકયો એક ત્યાંય; તેનાં બાણ બની સો સાથે, કોચી કુંવર કાય. ૨૧ કુંવરે તવ મંત્ર ભણી શર, મુકયાં એક હજાર; અસ્વત્થામાના અંગે પાડયાં, રૂંવે રૂંવે સાર. ૨૨ અમરે તવ ક્રોધ કરીને, મુકયાં બાણ અનેક; ત્રણે જણની કાયા કોચી, હીંમત હાર્યા છેક. ૨૩ અમર એમ પછીથી બોલ્યો, જો લાડનું જોર; ક્ષત્રીપણું હવે ખોવરાવું, તોડી તારો તોર. ૨૪ અભીમન્યુ કહે જો અહ્યા મેં, કૃપાચાર્યને દ્રોણ; પલક એકમાં પાછા પડયા, મુજ આગળ તું કોણ. ૨૫ એમ કહીને મન વીચાર્યું, મહેનત મીથ્યા થાય; અમર મરવાનો નથી માટે, અન્ય કરૂં ઉપાય. ૨૬ એવું જાણી શર કાઢી એક, મંત્ર ભણ્યો તતખેવ; પ્રથમ બ્રહ્મા અગ્રે વીષ્ણુ, મુકયા મધ્ય મહાદેવ ૨૭ પછીથી પવનાસ્ત્ર શકતીના, મંત્ર ભણ્યા નહી ન્યુન્ય; તેના ઉપર ધર્મ કુંતાનું પુરણ મુકયં પુન્ય. ૨૮ તે દેખીને અસ્વત્થામાએ, બાણ કાઢયું ઝટ બહાર; બ્રહ્મા વિષ્ણુ મહાદેવ સરવે, મુકયા એજ પ્રકાર. ૨૯ વજ્રાસ્ત્ર વળી શકતીનો, મંત્ર ભણ્યો ભરપુર; ભારદ્વાજ તથા બ્રહસ્પતીનું, મુકયું પુન્ય જરૂર. ૩૦ એવામાં તો અભીમન્યુએ, ખેંચી તર્ત કમાન; તાંણીને તીર તેજ સમયે, મુકયું મહા બળવાન. ૩૧ તે દેખી અસ્વસ્થામાએ પણ, તાણ્યું તર્ત ધનુષ્ય; શર સામો શર છોડી દીધો, આણી ઉરમાં હુંસ્ય. ૩૨ ચાલ્યા શર વીજળી વેગે તવ, પુરણ થયો પ્રકાશ; યોદ્ધાઓ સૌ જોઇ રહ્યા છે, હાર જીતની આશ. ૩૩ બન્ને બાણ થયાં તે ભેગાં, બાઝયાં બળથી ત્યાંય; એક એકને આવી વાગે,ત ડંમ તડાક ત્યાંથાય. ૩૪ એવી રીતે લડતાં લડતાં, ચડયાં ગગન મોઝાર; હાર જીતની વાટ જુવે છે, બળીઆ બે કુમાર. ૩૫ રખેજ મ્હારૂં બાણ હારશે, કરતા બેઉ ઉચાટ; એવામાં એ બ્રહ્મ બાણતો, ઉછળીયું પુરપાટ. ૩૬ શત્રુના શર સામું તેણે, કર્યું જોરથી આક્રાણ; કુંવર કેરા શરને છેદી, કટકા કીધા ત્રણ. ૩૭ તે દેખી યોદ્ધાઓ બોલ્યા, વીર અમર શાબાશ; પણ ભીમ ભત્રીજા આદી, તે તો થયા ઉદાસ. ૩૮ એવામાં વળી અસ્વત્થામા, મરડી બોલ્યા મુચ્છ; જો અહ્યા મુજ બાણની આગળ, બાણ થયું તુજ તુચ્છ. ૩૯ એવો શબ્દ સુણી અભીમન્યુને, દીલમાં લાગ્યું દુઃખ; એવે ત્રણ કટકા કોઠામાં, આવી પડયા સનમુખ. ૪૦ તેમાંનો જે વિષ્ણુ કટકો, છટકયો તેણી વાર; અમરને અદ્ધર ઉડાવી, ચડયો ગગન મોઝાર. ૪૧ તે દેખીને ત્રણ જણાયે, કીધો શોર બકોર; તાળી પાડી કરી હેકારી, જણવી ઝાઝું જોર. ૪૨ અમરના યોદ્ધાઓને તવ, પડીયો ઝાઝો ત્રાસ; ધણી વીનાનાં ઢોરાં માફક, કરતા નાસા નાસ ૪૩. પણ પેલો વીષ્ણુનો કટકો, જે છે ગગનની

માંય; તેણે અમરને ચાક ચડાવી, ફેંકી દીધા ત્યાંય. ૪૪ જોર ભર્યો કોઠામાં જઇને, પડયો તાતની પાસ; તેને દેખી દુરીયોધન મન, અતિ થયો ઉદાસ. ૪૫ ક્રોધ કરી પછી કહેવા લાગ્યો, ધીક ધીક બ્રાહ્મણ ભાઇ; ભેડય મેળવ્યું મુળથી મારૂં, લંપટ લાડુ ખાઇ. ૪૬ કીંચીત કામ કર્યું નહીં કોઠે, બળી તમારી બુદ્ધ; બ્રાહ્મણ ભટ લાડુ ખાઇ જાણે, કયાંથી આવડે યુદ્ધ. ૪૭ હવે ઝપાટા જુવો ક્ષત્રીનો, બાળકના શા ભાર; રણ કોઠામાં રોળીશું એ, નક્કી રાજકુમાર. ૪૮ કરણ પણ ત્યાં કહેવા લાગ્યો, બ્રાહ્મણ હાર્યા હોડ; પણ જોજ્યો હું જરૂર કુંવરના, કરીશ કટકા ક્રોડ. ૪૯ એવામાં ત્યાં અભીમન્યુએ, શર કાઢયું એક બહાર; મંત્ર ભણી કોઠામાં મુકી, હણીયા યોદ્ધા અપાર. ૫૦ ત્યાર પછી શર વજ્રાસ્ત્રને, મુકયું કોઠા માંય; ત્રાંબાગઢને ગરગડાવી, તોડી પાડયો ત્યાંય. ૫૧ પછી પોતાનો રથ હંકાવી ચાલ્યો રાજકુમાર; કાકા ભાઇ સાથે જઇ ઉભો, ચોથા કોઠા બહાર. ૫૨ કરણ આવી ઉભો એ કોઠે, સુર્ય તણો સંતાન; કુંવરને તે કહેવા લાગ્યો, આવ્ય હવે નાદાન. ૫૩ વીશ્રામ—આવ્ય હવે નાદાન તું, ઓરે અર્જુન બાળરે; વદે મગન ત્યાં કરણ કહે, કરીશ તારો કાળરે. ૪૭

## કડવું ૪૮ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાય વચંન, સાંભળ પરીક્ષીતરાયના તંન; કહે કર્ણ કરીશ હું કાળ, બળ મારૂં દીઠું નથી બાળ. ૧ તાત તર્ફડે તારો મારાથી, કેમ ટક્કી શકાશે તારાથી; નથી જાણતો કે છું હું કેવો, કાકો કરણ કાળના જેવો. ૨ બ્રાહ્મણ જીત્યો તેવું બધે ભાળે, એવું જાણીશ નહીં કોઇ કાળે; પછી કહેશે કહ્યું નહોતું પહેલું, જો જે જીવતો હું નહી મેલું. ૩ સુણી બોલ્યો અભેમન્યુ ભ્રાત, અલ્યા જાણું બધી તારી વાત; સુત પારથનો નથી છાનો, દાસી દીકરો દેખું સદાનો. ૪ નથી યુદ્ધે તારો અધીકાર, લુંડ લંપટ લાજ્ય લગાર; અલ્યા શું કહેવરાવે છે ઝાઝું, તારા સામો હું લડતાં લાજું. ૫ છતાં આશા તારી પુરી પાડું, દ્વાર જમનાં આજ દેખાડું; શુરા સીંહ તણો છું હું બાળ, કરૂં શીયાળવા તારો કાળ. ૬ સુણી કર્ણ તણા બે કુમાર. તકે બોલી ઉઠયા તેણીવાર; ચંદ્રકેતુ અને વર્ષકેતુ, કહે છે જોર ઝાલ્યું નથી રહેતુ. ૭ પિતા તમે ઉભા રહોને આમ, અમને યુદ્ધ કરવા દ્યો આ ઠામ; કહે કરણ સુણો મુજ બાળ, સીંહ સુત છે એ વીકરાળ. ૮ બાળ બોલ્યા થઇ આકળા ભુત, જાણ્યા અમને શું શીયાળ સુત; તમે ધારો છો અમનેરે કેવા, નથી શું અમો બે એના જેવા. ૯ ત્યારે કર્ણ કહે મરજી તમારી, જોજ્યો વીરા જતા પછે હારી; જોજ્યો બોળતા બાપનું નામ, કરો સાચવીને સંગ્રામ. ૧૦ એમ કહી રથ કોરાણે રાખ્યો, એવે ભીમને કુંવરે ભાખ્યો; કાકા કોરાણે ઉભા રહો તમે, બેના સામા લડીશું બે

અમે. ૧૧ જો એ લડવા આવે કરણ જ્યારે, ગદા લઇ તુટી પડવું તમારે; ભીમ કહે છે વીરા ખરેખાત, ન્યાય નીતિ તણી છે એ વાત. ૧૨ એમ કહી ભીમ ઉભો કોરાણે, બોલ્યા કરણ કુમારો તે ટાણે; બહુ બોલે ચડયું ચડયું ખોત, માટે આવ્યું હવે ત્હારૂ મ્હોત; અમ તાતની નીંદા તે કીધી, નાથ ધાલીશું નાકજ વીંધી. ૧૪ નથી દીઠા અમારા તેં હાથ, ભીડી બળીયા સંગાથે બાથ; સુણી બોલ્યો ત્યાં રાજકુમાર, અલ્યા હાથમાં લ્યો હથીયાર. ૧૫ પછી પુરણ પરીક્ષા રે થાશે, હાથ મારા તમારા જણાશે; એવી રીતે વધ્યા બહુ વાદ, અન્યો અન્ય ધરી ઉનમાદ. ૧૬ પછી લીધાં ધનુષ્ય ને બાણ, કર્યાં શર સનમુખ સંધાણ; તીર તાણી તાણી તેનો નાંખે, જરી દીલે દયા નવ રાખે. ૧૭ વીર બે બાણ મુકેરે ત્યાંય, બેનાં વીસહજાર બાણ થાય; મુકે તીર એક અર્જુનકુમાર, તેનાં થાય છે ચાલીસ હજાર. ૧૭ તે તો પાડે રૂંવે રૂંવે સાર, ગભરાયા ત્યાં કર્ણકુમાર; પછી અભેમન્યુએ બે બાણ, મંત્રયુક્ત કર્યાં તીરવાણ. ૧૯ તે તો છોડી દીધાં શરસીધાં બેને અવળે હાથ બાંધી દીધા; નાંખ્યા રથેથી ભોમીની માંય, રથ ભાગી નાંખ્યા પછી ત્યાંય. ૨૦ કર્ણ કોપ્યો તે દેખી અતીશે, નામ-બોળું એ દીકરા દીસે; એવું જાણીને ધનુષ્ય ચડાવ્યું, બાણ ગરૂડાસ્ત્રનું અડાવ્યું. ૨૧ મુકી બાળકને છોડી દીધા, પછી રથમાં બોલાવી લીધા; ભેગા ત્રણે જણા થયા જ્યારે, યુદ્ધ આરંભ્યું તે સમે ભારે. ૨૨ કર્ણ કોપ્યો કુંવર પર જેવો, સામો કોપ્યો વાયુ તન તેવો; કરી ગર્જના ગદારે લીધી, દોટ કોડે કરણ સામી દીધી. ૨૩ કર્ણે જાણ્યું લેશે મારો પ્રાણ, માર્યું ભીમને મોહાસ્ત્રનું બાણ; પડયો ભીમ ભોમીની મોઝાર, દેખી માયાવી કોપ્યો અપાર. ૨૪ કરી ગર્જના પાડી ત્યાં ચીસ, રથેથી ઉછળ્યો આણી રીસ; કર્ણે જાણ્યું કે જુલમ કરશે, પ્રાણ પલકમાં મુજ હરશે. ૨૫ તેથી બાણ એણે એક લીધું, મંત્રી મોહાસ્ત્ર મુકી દીધું; વાગ્યું માયાવીને આવી જ્યાંય, પડયો એ પણ મુર્છાની માંય. ૨૬ બાપ દીકરો પડયા બે ભાન, નથી એકેને શુદ્ધ કે સાન; દેખી કુંવરને ક્રોધ ચડીયો, કોપી ત્રણે ઉપર તુટી પડીયો. ૨૭ મારે ઉપરાછાપરી બાણ. મેઘ આષાડી બુંદ પ્રમાણ; કોપ્યો કરણ ત્યાં અપાર, મારે ચોકસ બાણનો માર. ૨૮ કોચી નાખી કુંવરની કાયા, અતિ અંગમાં શર ભરાયા; દીસે શાહુડી જેવું શરીર, છુટે અંગથી ઝાઝુ રૂધીર. ૨૯ તોયે કર્ણ દયા નવ ધારે, બાણ ઉપરા-ઉપરી મારે, હામ અભેમન્યુ તવ હાર્યો. એવે શર વળી એક માર્યો ૩૦ તેથી અભેમન્યુ લડથડીયો, રથેથી ઉછળી હેઠે પડીયો; દેખી રથેથી કર્ણ ઉતરીયો પ્રાણ પુત્રનો લેવા પરીવરીયો. ૩૧ આવ્યો અભેમન્યુ પાસે ચાલી, લાવ્યો હાથમાં ફરસી એ ઝાલી; અભેમન્યુ પડયો છે જ્યાં હેઠો, એની છાતી ઉપર

ચડી બેઠો. ૩૨ પછી બોલ્યો ફરસી ઉગામી, અલ્યા સંભાળી લે જગ સ્વામી, કોઈ દહાડો કહ્યો નથી કાકો, આજ દાવ મળ્યો મને પાકો. ૩૩ દાસી દીકરો કહી બોલાવે, તે વેર વાળું બધું હાવે; છતાં કાકા કહે જો તું પહેલું, તોતો જરૂર જીવતો મેલું. ૩૪ અભેમન્યુએ વિચાર્યું એવું, અણી મોતની ઉગારી લેઉં; કાકો કહેવામાં મારૂં શું જાશે, સમો સંકટનો સચવાશે. ૩૫ અણી ચુકયો તે સો વર્ષ જીવે, એવું ધારી લીધું દીલ દીવે; ગઈ તક તે વિપ્ર ન વાંચે વળી વિચાર્યું એ ખરી આંચે. ૩૫ પછી બોલ્યો સમે શબ્દ પાકા, કહે છે શું કહો છો કરણ કાકા; એવું કહેતાં ખુશી થયો કરણ, ચટ છાતીથી ઉતર્યો ધર્ણ. ૩૭ કાકો કીધો તેથી દયા ધારૂં, જાજા છોકરા હું નહિ મારૂં; એમ કહીને થયો તે વિદાય, જઈ ચડયો રથની માંય. ૩૮ એવે ઉઠયો ત્યાં અભેમાન, બેઠો રથે થઇ સાવધાન; ત્યારે કરણ બોલ્યો વચન, અલ્યા સાંભળ પારથતન. ૩૯ ટેક તારો મેં આજ તોડાવ્યો, કેવો કાકો મેં તો કહેવડાવ્યો; સુણી અભેમન્યુ બોલ્યો વાણી ક્રોધ અતિ કરણ પર આણી. ૪૦ કહે છે સાંભળ દાસી કુમાર, શીદ ગર્વ કરે તું ગુમાર, અલ્યા કાકો કહ્યો કેવો મેં તો, તેનો ભેદ જાણ્યો નથી તેંતો ૪૧ માટે સાંભળ તે કહું વાત, પહેલો કાકો તે બાપનો ભ્રાત; બીજો કાકો જે તાતનો મીત્ર, ત્રીજો કાકો પાડોશી પવિત્ર. ૪૨ ચોથો ગામમાં ઘરડો ગણાય, તેને કાકા કહી બોલાવાય; વળી વૃદ્ધ નોકર નીજ ધામ, કાકો પાંચમો એનો ગુલામ. ૪૩ એવા કાકા છે પાંચ પ્રકાર, જરા સમજ દાસી કુમાર; કરણ કહે તેમાં કાકો હું કેવો, કુંવર કહે તું ગુલામ કાકા જેવો. ૪૪ વિશ્રામ—અભિમન્યુએ તે સમે, કાકો કહ્યો ગુલામરે; વ્યાસ મગન વાણી વદે કરણ કોપ્યો તે ઠામરે. ૪૮

## કડવું ૪૯ મું —રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચોથા કોઠાનો મહીમાય. ૧ કુંવરનો એમ શબ્દ સાંભળી, ચડી કરણને રીસ; કહે છે જીવતો હવે ન મેલું, છેદું તારૂં શીશ. ૨ ચંદ્રકેતુ ને વર્ષકેતુ કહે, પ્રથમ બગાડયું આપ; મોત કર્યા વીના મુકી દીધો, આખી એ ભુલ્ય આપ. ૩ જીતી બાજી જરૂર હાર્યા, માટે બડબડે બાળ; કરણ કહે ડરશો નહિ દીકરા, કરીશ હવે હું કાળ. ૪ એમ કહી ધનુષ્ય ઉપાડયું, કોપ્યો અપરંપાર, અભિમન્યુને બાણ તાણી તવ, દેવા માંડયો માર. ૫ મંત્રયુક્ત કરીને તેતો, મુકે બાણ વીવેક; એક બાણના મંત્ર વડેથી, થતાં બાણ અનેક. ૬ અભિમન્યુ પણ ઉધું ઝાલી, તાણી મારે તીર; શર શત્રુનાં તોડી નાખે, બળીયો બાવનવીર. ૭ ચંદ્રકેતુ ને વર્ષકેતુ પણ, મુકે બળથી બાણ; બંને ભાઈઓ અભિમન્યુનો, લેવા ધારે પ્રાણ. ૮ અભિમન્યુએ વિચાર કીધો, હાર્યો કરણ કુમાર; તોયે પાપી

લડવા લાગ્યા, લાજે નહિ લગાર. ૯ એવું જાણી શર એક કાઢયું ભાથામાંથી બહાર; કાળજ્વરનો મંત્ર ભણીને, તર્ત કર્યું તૈયાર. ૧૦ તાણી તીર પછીથી મુકયું, કરી કારમી રીસ; ચંદ્રકેતુનું ચડપ લઇને, છેદી નાખ્યું શીશ. ૧૧ બાણ વળી એક બીજું લીધું, કીધું પવન સમાન; મુકી દીધું ચાલ્યું સીધું, આવ્યું મહા બળવાન. ૧૨ વર્ષકેતુને તે જઇ વાગ્યું, અદ્ધર ઉરાડયો ત્યાંય; ગગને ચડાવી ફેંકી દીધો, પડયો જઈ ગજપુર માંય. ૧૩ ત્યાં આગળ કોઇ સેવકોએ, દીઠો કરણ કુમાર; ધૃતરાષ્ટ્રની પાસે લાવ્યા, આણી પ્રેમ અપાર. ૧૪ રાજાએ ત્યાં રણભોમીની, પુછી વાત તમામ; પછી પુત્રને રોકી રાખ્યો, કરવા ત્યાંનું કામ. ૧૫ કોઠામાં હવે અભિમન્યુ કહે, સાંભળને ઓ કર્ણ; ઉંધુ ઘાલી યુદ્ધ કરે શું, પુત્ર પામ્યા તુજ મર્ણ. ૧૬ કરણે તવ પાછળ જોયું, દીઠા નહીં બે બાળ; અરે પાપીએ પુત્ર તણોશું, દીસે કીધો કાળ. ૧૬ એવું જાણી બહુ રીસ આણી, ક્રોધે ચડીયો કર્ણ; અધર્મિ હવે યાદ રાખજે, કરૂં હું તારૂં મર્ણ. ૧૮ વેર વાળું હવે મુજ પુત્રોનું, પુરણ પ્રગટી દાઝ; પારથને હવે મારા જેવો, કરૂં વાંઝીયો આજ. ૧૯ એમ કહી લઢવા લાગ્યો તવ, તાણી મારે તીર; એજ વખતે અભીમન્યુનું, કંપી ઉઠયું શરીર ૨૦ રૂંવે રૂંવે સાર પડયાં બહુ, નીકળે છે રૂધીર; ડોળા બે ડગડગવા લાગ્યા, નયણે ચાલ્યુ નીર. ૨૧ એવામાં ઇશ્વર ઇચ્છાથી, બાપ દીકરો સાથ; મુર્ચ્છામાંથી ભીમ ગટોરગચ્છ ઉઠયા મરડી હાથ. ૨૨ પછી કુંવરના સામું જોયું, પડી પેટમાં ફાળ; જાણ્યુ હવડાં જરૂર કરણ એ, કરશે વીરનો કાળ. ૨૩ ભીમ કહે તવ ગટોરગચ્છને જોઇ રહ્યો શું વ્હોત; બળ બુદ્ધી કયાં બળી ગઇ ત્હારી, કર પાપીનું મ્હોત. ૨૪ ગટોરગચ્છ કે પીતા મ્હારા, જુવો હવે મુજ પેર; રંડાવું હું રાણી એની, મંડાવું મોકચેણ ઘેર. ૨૫ એમ કહીને ચડયો ગગનમાં, કરી ગર્જના ઘોર; વાદળ વા વંટોળ બનાવી, જણાવ્યું ઝાઝું જોર. ૨૫ પછી ઓચિંતો હેઠો પડીયો, કરી હોકારો ત્યાંય; કરણનો રથ માંથે લૈને, ગયો ગગનની માંય. ૨૭ કરણે જાણ્યું કોણ તળે છે, જોયું વળીને આમ; ભુંડું ગટોરગચ્છીયું ભાળી, હાર્યો હામ તમામ. ૨૮ જરૂર મારો જીવ લેશે તે, માટે કરૂં હું કાળ; ફરસી કાઢી ગયો મારવા, તવ ચેત્યો એ બાળ. ૨૯ ત્યારે રથને ચાક ચડાવી, ફેંકી દીધો ત્યાંય; દ્રોણ ગુરૂની પાસે જઇને, પડીયો કોઠા માંય. ૩ અતી રથી સૌ એ ઠેકાણે કરી રહ્યા એમ વાત; કરણે યુદ્ધ ટકાવ્યું છે તે, કરશે કુંવરની ઘાત. ૩૧ એવામાં તો કરણ પોતે, નીકળ્યો રથની બ્હાર; તે દેખીને વીસ્મય પામ્યો, અંધ તણો કુમાર. ૩૨ તકે દ્રોણ ત્યાં બોલી ઉઠયા સુણ દુર્યોધન ભ્રાત; કરણ કુંવર જો જીતી આવ્યો, ધન્ય ધન્ય ક્ષત્રી જાત. ૩૩ દુર્યોધન કે ગધે લીંડે, જો કદી પાપડ થાય; અડકનો કોઇ

ઓ મુળથી આડા; જાડા પાડા ભેમ; હજુ સુધી તું મ્હારો ભોમીયો, નથી થયો શું કેમ. ૪ ઘણીકવાર મેં જાવા દીધો, નહી ભુલ્યો હોય ભ્રાત; માટે હું આજે નહી છોડુ, કરૂ ગર્વિ તુજ ઘાત. ૫ પણ લાવ્યો શું કરવા સાથે, નાનકડો આ બાળ; ગજા વીનાનો ઘડાઇ જાશે, થાશે તેનો કાળ. ૬ માટે મોકલ પાછો અહીંથી સમજાવી સિબીર; કહીશ પહેલું કર્યું ન્હોતું ઘ્યા, કરીશ વાંઝીયો વીર. ૭ ભીમસેન તે ક્રોધ કરીને, બોલ્યો પીસી દંત; હવે અધરમી રહેતુ છાનો, આવ્યો તારો અંત. ૮ જો અલ્યા અભીમન્યુને તું, કહેછે નાનું બાળ; પણ એતો છે વૃદ્ધ સમોવડ, કરશે તારો કાળ. ૯ નથી ઓળખતો હજુ તું એને, શુરા સિંહની જાત; દ્રોણ ગોર અશ્વત્થામા કર્ણને, પુછ પહેલી જઇ વાત. ૧૦ પછી આવ્ય યુદ્ધ કરવા સામો, ઓરે દુરીયોધન; તારા પાપે થાવા બેઠુ, કૈરવ કુળ પતંન ૧૧ પ્રકટયો છું તું મુળ પાપનું, ચડશીલા ચંડાળ; જીંદગી આખી ગઇ ઝેરમાં અરે અંધના બાળ. ૧૨ કુડાં કૃત્ય કર્યાં કોટીધા, લેશ ધરી નહી લાજ; એ બધી ભરાઈ રહી છે, બહુ દહાડાની દાઝ. ૧૩ અભીમન્યુ કે કાકા મારા, નકટો છે નર નાથ; વાંક વધાથી શું વળવાનું, એ શઠની સંગાથ. ૧૪ કૈરવ કુળમાં કુલાંગાર છે, લંપટ લુંડ લબાડ; સાંઢ સુત મીથ્યા અભીમાની, ઝેર તણું એ ઝાડ. માટે મુળથી કરોજ છેદન, ધરી હથીયારો હાથ; થયો હવે નકી મરવાનો, દુષ્ટ દીકરા સાથ. ૧૬ એવા શબ્દ સુણી લક્ષ્મણને, ચડી હળાહળ રીસ; વંઢળ સુત હવે રહે છાનો, છેદીશ ત્હારૂ શીશ. ૧૭ અભીમન્યુ તવ હસીને બોલ્યો, જાણું તારી જાત; સ્વાન ભસંતુ કદી ન કરડે, વીચારી જો વાત. ૧ તવ લક્ષ્મણ કહે દુરીયોધનને, ઓરે મારા બાપ; બુદ્ધીહીણા બહુ બોલે છે, જોઇ રહ્યા શું આપ. ૧૯ નકટાએ તમ નીંદા કીધી, માટે વાળો વ્હેર; હાથ ચડેલા હવે ન છોડો, ઠોકી પાડો ઠેર. ૨૦ જરૂર જમપુરી પોંચાડો, અન્ય વાત પશ્ચાત; અભીમન્યુને હું મારૂ તમે, કરો ભીમની ઘાત. ૨૧ દુરીયોધન કે શાબાશ બેટા, તું હણુ પારથ તંન; જા હું ભીમને જરૂર દેખાડુ, આજે સ્વર્ગ સદન. ૨૨ ભીમ કહે તવ અભિમન્યુને; સાંભળ મારા બાળ; દુરીયોધનને હું મારૂ તું, કર લક્ષ્મણનો કાળ. ૨૩ અભીમન્યુ કે કાકા મારા, એના તે શા ભાર; એ પરમાણે સામા સામી, કીધા તર્ત કરાર. ૨૪ એવામાં દુરીયોધન ઉતર્યો, રથ પરથી ચડી ચોટ; કમર કસી ધશી ભીમ સામી, દડબડ મેલી દોટ. ૨૫ ભાગી ભીમે કરી ગર્જના, જયમ મેઘનો નાદ; દુરીયોધન તવ સામો દોડયો, અતી ધરી ઉનમાદ. ૨૬ બન્ને સામા સામી આવ્યા, પ્હોળા રાખી હાથ; એક એકને આવી બાઝયા, બળે ભીડાવી બાથ ૨૭ બાથમ બાથ કરે પરસ્પર, અંતર ક્રોધ અપાર; ગડદા પાટુ ઠીંચણ કોણી, દેવા માંડયો માર. ૨૮ બુમો પાડે બળ

દેખાડે, રીસ કહાડે ભરપુર; ભોંય પછાડે ત્રાકી ત્રાડે, હાડ કરે ચકચુર. ૨૯ મદમાતા માતંગ સરીખા, ખરેખરા એ ખાટ; એક એકનો લાગ તપાસી, મારે તર્ત ગુલાંટ. ૩૦ આમ તેમ આખડતા પડતા, વઢતા બંને વીર; રીસે ચડતા છાતી ચડતા. ભડભડતા રણ ધીર ૩૧ દુરીયોધન તો મુષ્ટી મારે, દયા વીના દીલ સાથ; ભીમસેન ઝીલે વજ્ર પાસે, ઉલટો ભાગે હાથ. ૩૨ ભીમસેન તવ વજ્ર પાસે, ધશીને મારે ધીક; દુષ્ટને આવે ઉભા પાંસળે, ઓચંતાની હીક. ૩૩ એવામાં ત્યાં દુરીયોધને, ઝાલ્યો ભીમનો ચર્ણ; ઓચંતાનો અદ્ધર ઉચકી, તર્ત પછાડયો ધર્ણ. ૩૪ પછે ચડી બેઠો છાતીપર, ઘાલ્યો ગળામાં નખ; હાથ પગો તરફડવા લાગ્યા, ચડયાં ઉચાં ભીમ ચક્ષ. ૩૫ દુરીયોધન તવ રીસ કરી કે, સાંભળ શત્રુ આજ; હવે ન મેલુ જીવતો તુજને, કહાડુ મારી દાઝ. ૩૬ ભીમસેન તવ હીમત હાર્યો, બની ગયો બહુ બ્હોત; મનની અંદર એવું જાણ્યું, આવ્યું મ્હારૂં મ્હોત. ૩૭ એવામાં અભેમન્યુ લક્ષ્મણ, તે પણ કરતા યુદ્ધ; એક એકને બાંણજ મારે, ચલવી ઝાઝી બુધ. ૩૮ પણ અભીમન્યુના લેખામાં, લક્ષ્મણ નથી લગાર; ગમત જોવા ખીલાવે છે, કાકાનો કુમાર. ૩૯ એવામાં ત્યાં ભીમના સામુ, જોયુ પારથ તન; કાકા ઉપર ચડી બેઠેલો, દીઠો દુરીયોધન. ૪૦ તે દેખીને અભીમન્યુ ત્યાં કોપ્યો અપરમપાર; આને પુરો પાડી પછે જઈ, કરૂં કાકાની વ્હાર. ૪૧ એવું જાણી ઓચંતાની કરી કારમી રીસ, કાળજ્વરનો શર મુકી ચટ, છેદયુ લક્ષ્મણ શીશ. ૪૨ તે દેખ્યુ દુરીયોધનરાયે, પડી પેટમાં ફાળ; અરે હાય મુજ દીકરો માર્યો, કરૂં એનો હું કાળ. ૪૩ એવું જાણી ભીમને મુકી, જઇ બેઠો રથ માંય; ધનુષ્ય ઉપાડી લડવા લાગ્યો, અભીમન્યુને ત્યાંય. ૪૪ તેજ સમય ભીમે તરત ઉઠી, દડમડ મેલી દોટ; આવી દુરીયોધનના રથને, ઉપાડયો ચડી ચોટ ૪૫ રથ માથે લઇ ઘુમવા લાગ્યો, ટીંગળતા તોખાર; હાહાકાર હવો તે ટાણે, કોડાની મોઝાર. ૪૬ અભીમન્યુએ મુકયુ એવે, પવનાસ્ત્રનું બાણ; દુરીયોધન સુદ્ધાં રથ ફેંકયો, પડયો જઇ જ્યાં દ્રોણ. ૪૭ ઘણા જણોનો ઘાણ વળ્યો ત્યાં, છુંદાઇ ગયાં શરીર; દુરીયોધન રથ બ્હાર નીકળ્યો, નયણે ભરતો નીર. ૪૮ તવ ગુરૂ કે કેમ જીતી આવ્યો, રાય વદ્યો તે વાર; મહારાજા શું જીતુ એણે, માર્યો મુજ કુમાર. ૪૯ સુણી કરણ કે નશીબ તારૂં, મારે મુવો કુમાર; મુજ બાપના જુતીએ મારી, પણ આવ્યો કેમ હાર. ૫૦ દુરીયોધન કે શીદ દે છે ભાઇ, દાઝયા ભેગો ડામ, ડાઘ નથી વીસરતો મુજને, દીકરાનો આ ઠામ. ૫૧ કરણ કહે ભાઇ પુત્ર મુવા સમ, અન્ય નથી કોઇ આગ; આ દુનીયામાં સૌને સરખો, દીકરાનો તો ડાગ. ૫૨ છતાં કહે પર પુત્રો મરતાં ઓઢે સૌ આલમ; પણ પોતાનો પુત્ર મરતાં,

૫૨ ગાથી આલસ. ૫૩ માટે શોક સહાનો એ છે, છાનોરે મુજ વીર, એમ કહીને કરણે લુછયાં, રાય નેત્રનાં નીર. ૫૪ એવામાં ભીમ પાંચમે કોઠે, ગદાથી વાળ્યો વાણ; હજારો જોદ્ધાના લીધા, પલક એકમાં પ્રાણ. ૫૫ ત્યારપછીથી બ્હાર નીકળ્યો, વાયુનો કુમાર; અભીમન્યુએ તેજ વાપરી, રથ કહાડયો એક બ્હાર. ૫૬ અંગ સુઝ્ઝ કરીને મુકયો, વજ્ર તણો અનુપ; પાંચમો કોઠો કનક તણો તે, તર્ત કર્યો ચકચુર. ૫૭ ત્યાર પછી રથ આગળ હાંકયો, અર્જુન તણે કુમાર; જહાં સહુના સારા ઉભા, છઠ્ઠા કોઠા બહાર. ૫૮ વીશ્રામ—છઠ્ઠા કોઠા બારણે, આવી ઉભો ભાણેજરે; વ્યાસ વદે સહુ બોલીયા, ભાળી ભીમ ભાણેજરે. ૫૯

## કડવું ૫૨ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશંપાયન વચન, સાંભળ પરીક્ષીતરાયના તંન; છઠે કોઠે છે રાજારે સહુ, મામો પાંડવનો જાતે સહુ. ૧ મારવાડનો મહીપતી એજ, સામે બોલ્યો તે ભાળી ભાણેજ; કહે છે સાંભળોને ભાઇ ભીમ, કહો કરવુ મારે હવે કેમ. ૨ મારા ભાણેજ માંના છો આપ, તેથી લડતાં લાગે મને પાપ; ભાણેજ બ્રાહ્મણ સરખા ગણાય, ધર્મ શાસ્ત્ર તણો એ છે ન્યાય. ૩ યુદ્ધ કરતો નથી તો જાય આબરૂ ને થાય હાંસી; છતાં યુદ્ધ મારે નથી કરવું, રહે આબરૂ એવું આદરવું. ૪ માટે કાઢવો કાંક ઉપાય, જેથી બેઉ પક્ષ સચવાય; ભીમ કે મામા બતાવું એવું, કરો કામ કૃપાચાર્ય જેવું. ૫ જેથી બંને પક્ષ સચવાશે, વળી રાજા ઘણો ખુશી થાશે; તેને કુંવર બોલ્યો વીજ પરવા, કાકા સંપ કરો છો શું કરવા. ૬ મન મુકી લડતા ના અત્યારે, ભાગ આમાએ જાણશે કયારે; ભીમ કે મીથ્યા શ્રમ ના કરીએ, રસ્તો આવે તો આડા ના ફરીએ; લાભ મળે તો ખોટ ના ખમીએ, સરે ગોળે તો વીખ ના દઇએ. ૭ અભેમન્યુ કે મરજી તમારી, પછી બોલ્યા ત્યાં સહુ વીચારી. ૮ ભાઇ ભીમ પુછુ છું હું એવું, કીધું કામ કૃપાચાર્યે કેવું; ભીમ કે બીજા કોઠાની માંય, ડોળ દેખાડયો બહુ હમે ત્યાંય. ૯ એક એકના સાચવી પ્રાણ, નાંખ્યાં ઉંચાં ઉંચાં બધાં બાણ; ખુબ ખુબ ખાલી કરી ખુમરાણ, ઘાટ ભેર કીધું ઘમસાણ. ૧૦ પછી નાઠા નાખી હથીયાર, કામ એવું કર્યુ કૃપાચાર; એવી મરજી જો હોય તમારી, વાત ઉરમાં લ્યો એ ઉતારી. ૧૧ સહુ કહે છે વીરા ધન્ય ધન્ય, વાત ઉતરી એ મારે મન; કરો આપણુ પણ અહીંયાં એમ, રાખો પેટમાં તો ટાઢુ હેમ. ૧૨ તું કર ટાકને હું કરૂં ટેક, આખર આપણુ બે એકના એક; માટે મામલો એવો મચાવો, બળ બારણે બહુ બતાવો. ૧૩ ભીમ કહે ત્યારે તૈયાર થાવો, સામા સામી હવે શસ્ત્ર સ્હાવો; એવે લીધાં ધનુષ્યને બાણ, બળ કરી પાડી ખુમરાણ. ૧૪ દીલ દયા અતી ઉર રાખે, તીર તાણી તાણી ઉંચાં નાંખે; બહુ બાણ ભમે કોઠા બ્હાર,

લક્ષણુંદની પેઠે અપાર. ૫ દેખી હરખાયો દુરીયોધન, વદ્યો ગોરની સાથે વચન; જુઓ યુદ્ધ આ થાય કેવું, ગોર કહે છે એ તો મારા જેવું. ૧૬ સુણી દુષ્ટને લાગ્યું ત્યાં દુઃખ, કહે છે ગોર કરો ડાહ્યું મુખ; બધા તમારા જેવા શું ધાર્યા, યુદ્ધ કરતાં મુની તમે હાર્યા. ૧૭ એ તો સહી છે શુરો ભુપાળ, કરશે નક્કી કુંવરનો એ કાળ; એવે કોઠામાં થઇ ઘુસરાણ, સૌએ સાથે કરી હીકરાણ. ૧૮ તે સમે બોલ્યો વૃકોદર વીચારી, મામા આરોપો બાજી તમારી; સુણી મામાયે હોકારો કીધો, ભાથો રથેથી ભેરવી લીધો. ૧૯ કરી ફીકીયારી કાયાના કાઠા, મામા મુઠીયો વાળીને નાઠા; કહે છે હાર્યો હું તો ભાઇ હાર્યો, મને બન્ને જણે થઇ માર્યો. ૨૦ હીંડયા બડબડતા એમ હોઠે, જઇ પેઠા એ સાતમે કોઠે; તવ દ્રોણ ગુરૂએ બોલાવ્યા, મામા ઉજવીને ઠીક આવ્યા. ૨૧ એવે ગોરે ઝાલ્યો જઇ હાથ, કહે છે આવો બેસો મારી સાથ; દેખી દુભાયો અંધનો સુત, બોલ્યો થઇને આકળો ભુત. ૨૨ જાણ્યું શત્રુને મારશો મામા, છતાં તમે પણ થયા નકામા; બધી જીતેલી બાજી બગાડી, જોયા જોયા મેં તો મારવાડી. ૨૩ એવું મેણું ત્યાં મામાએ દીધું, એવે અભેમન્યુએ શું કીધું; માર્યા કોઠામાં ઝાઝાં રે બાણ, લીધા અતીશે યોદ્ધાના પ્રાણ. ૨૪ પછી બાણ બીજું એક લીધું, મંત્ર યુક્તથી વજ્રનું કીધું; મુક્યું રીસ કરી ભરપુર, કીધો છઠો કોઠો ચકચુર. ૨૫ પછી કરવા લાગ્યો એ વીચાર, તાણી રાખી ત્યાં રથના તોખાર; તેથી બોલી ઉઠયો એનો કાકો, કહે છે વીરા હવે રથ હાકો. ૨૬ ખાલી ખોટી અહીંયાં શીદ થઇએ, ચાલો કોઠાના મોખરે જઇએ; ખરા ખટ કોઠા કર્યા પાર, હાવે એક છે એના શા ભાર. ૨૭ એવે અભેમન્યુ બોલ્યો વાણ્ય, કાકા હું એ કોઠાનો અજાણ્ય; છતાં જીતવાને મન ધારૂં, તેની યુક્તીયો હૈયે વીચારૂં. ૨૮ ભીમ કે એની ચીંત્યા શી તારે. કોઠો સાતમો છે શીર મારે; અભેમન્યુ કે કાકા એ સાચું, શીદ એક માટે મેલુ કાચું. ૨૯ મરતાં સુધી તો જીતવો મારે, હારૂં ત્યારે લેજ્યો શીર તમારે; ભીમ કે તે ના ચીંતા ધરીશ, ગઢ ગગડાવી હેઠો પાડીશ. ૩૦ સુણી હરખ્યો ત્યાં પાર્થકુમાર, તર્ત તાણીને હાકયા તોખાર; નથી જાણતો શું થશે ભાવી, ઉભો સાતમે કોઠે એ આવી. ૩૧ વીશ્રામ—સાતમે કોઠે આવીને, ઉભો અર્જુન બાળરે; વ્યાસ વદે તેણે સમે પડી પ્રભુને ફાળરે. ૫૧

## કડવું ૫૨ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, કોઠા યુદ્ધ મહીમાય. ૧ સાતમે કોઠે આવી ઉભો, જ્યારે અર્જુન બાળ; તે જ વખતે પાતાળે પ્રભુને, પડી પેટમાં ફાળ. ૨ જાણ્યં કે ખટ કોઠા જીત્યો, બહુ બળીયો ભાણેજ; સાતમો કોઠો જીતશે તો પછી, મરવાનો નથી એજ.

૩ પછી જુલમ કરવાનો જગમાં, ભારે ભગની બાળ; અઢાર વર્ષની ઉમર થાતાં, કરશે મારો કાળ. ૪ માટે મોત કરૂં આ કોઠે, એમ કર્યો વીચાર; પણ જાણ્યું ભીમ સાથે છે ત્યાં સુધી, નથી કદી મરનાર. ૫ તેથી ભીમને અળગો કહાડુ, રાખુ એકલો બાળ; ઓથ વીના પછી કોઠે એનો, થાશે નીશ્ચય કાળ. ૬ એવો ગુહ્ય વીચાર ગોઠવ્યો, અંતરમાં અવીનાશ; સેવા કરવા બેઠેલા છે, પારથ પ્રભુ બે પાસ. ૭ એવે નીત્ય નીયમ પરવારી, બેઉ ઉઠયા તે વાર; વસ્ત્રો શસ્ત્રો સજીને પોતે, તર્ત થયા તૈયાર. ૮ પછી જઈ રથ ઉપર બેઠા, બંને જણ સંગાથ; રથ હાંકવા રાસ પકડ્યો, પ્રભુએ લીધાં હાથ. ૯ અસ્વોને હલકાર્યા ત્યાંથી, ધરી ઉર ઉમંગ; અસુરની રેઠાણ બતાવા, બ્રાહ્મણો છે સંગ. ૧૦ પાપી જ્યાં રહેતો હતો તે, જગા બતાવી ત્યાંય; પછીથી એ સૌ બ્રાહ્મણ મંડળ, તર્ત થયું વીદાય. ૧૧ એવામાં ત્યાં અર્જુનજીએ, કર્યો ધનુષ્ય ટંકાર; શબ્દ સાંભળી ઓચંતાનો, અસુર નીકળ્યો બ્હાર. ૧૩ બીજા પણ બહુ દૈત્યો આવ્યા, દેતા જબરી ફાળ; કાળ સરીખા સામા ઉભા, વેશ અતી વીકરાળ. ૧૩ તવ તાડુકી પારથને કે, બોલ્ય અલ્યા તું કોણ; સાચે સાચું કહેજે નહી તો લઈશ પલકમાં પ્રાણ. ૧૪ શા કારણ અહીંયાં આવ્યો તું, કેમ કર્યો ટંકાર; નથી ઓળખતો છું હું કેવો, પાતાળની મોઝાર. ૧૫ અર્જુનજી તવ કહેવા લાગ્યો, સુણ્ય પાપના પુર; જાણી લેજે હું આવ્યો છું, તારો કાળ જરૂર. ૧૬ માટે મારા હાથે નક્કી, આવ્યું તારૂં મ્હોત; જરૂર હું જીવતો નહીં મેલું, તારી સેન્યા સ્હોત. ૧૭ બહુ દહાડા તેં બ્રાહ્મણોને, ભ્રષ્ટ કર્યા એ ભુંડ; ડામ રૂપી દારૂણ દુઃખ દીધાં, જઈશ હવે કયાં ઝુંડ. ૧૮ યજ્ઞ યાગને હોમ બગાડયા, પાડયા વેદીના કુંડ; પાપ કુંભ તુજ પુરો ભરાયો, લક્ષ વસા જો લુંડ. ૧૯ એમ કહીને બાણ કહાડીયું, અર્જુનજીએ વાર; તે દેખીને વળી પ્રભુએ, કીધો એક વીચાર. ૨૦ જાણ્યું અર્જુન દૈત્ય જીતીને, જશે જો પૃથ્વીમાંય; પક્ષ પુત્રની કરશે પાકી, તો મૃત્યુ નહી થાય. ૨૧ એવું જાણી અર્જુન બળને કમી કર્યું કીશોર; અસુરને સાટે તે આપ્યું, તેથી વધ્યું બહુ જોર. ૨૨ પછી પોતાના દૈત્યો સાથે, કુદ્યો અપરંપાર; ઝાડ પાડને તાડ થકી ત્યાં, દેવા માંડયો માર. ૨૩ પ્રભુજીને આવી વાગે દુઃખ થાય દોહન; પણ પોતાના ભાણેજ માટે માર ખાય મોહન. ૨૪ એવું યુદ્ધ કરાવી રોકયો, પારથને પાતાળ; પછી ભીમને અળગો કરવા, ઘાટ ઘડયો ગોપાળ. ૨૫ જેમંગળ એક હાથી ભીમનો, પાંડવ સેન્યા માંય; હજાર ગજનું બળ જેનામાં, પ્રચંડ તેની કાય. ૨૬ તે હાથીને મુકી ગાંડછા, ગોવીંદે કરી ઘાટ; સાંકળોને તડાક તોડી, ઉછળીયો પુરપાટ. ૨૭ સેન્યા અંદર પડી લોકનો, વાળે કચ્ચર ઘાણ; હજારો યોદ્ધાના લેતો પલક એકમાં

પ્રાણ. ૨૮ મેઘવરણને ગટારગચ્છ બે, ગયા ઝાલત્રા જ્યાંય; સુંઢમાં ઘાલી ઉછાળ્યા તે, ' ડયા તંબુ છે ત્યાંય. ૯ ઘણા મનુષ્યો પ્રાણ બચાવી, કરતા નાસા નાસ; જોતાં કોઇથી સહન થાય ના, તેજ વખતનો ત્રાસ. ૩૦ તેથી લોકે ઘાંટા પાડી, ઘણી કરી બુમરાણ; ભીમને કહે છે ધાજ્યો ધાજ્યો, જેમંગળ લે પ્રાણ. ૩૨ તમો વીના હવે ઉગરવાનો, કોઇ નથી આધાર; સેન્યા સરવે મરણ પામશે, દોડો વાયુકુમાર. ૩૨ એવા શબ્દ તણી કીકીયારી, ભીમે સાંભળી કાન; કુંવરને તે કહેવા લાગ્યો, સાંભળને સંતાન. ૩૩ જો આપણી સેન્યા અંદર, થાય અતી બુમરાણ; કે છે કે જયમંગળ હાથી, લે છે સૌના પ્રાણ. ૩૪ માટે હું જરી જઇને આવું, વાર વધુ નહી થાય; મુજ વીના કોઇને નહીં ગાંઠે, જુલમ કરશે ત્યાંય. ૩૫ અભીમન્યુ કે કાકા મારા, એ શી બોલ્યા વાત; આ કોઠેથી તમે જશો તો, થાશે મારી ઘાત. ૩૬ જાણે કોઠો કાળ સરીખો, ભાસે મને વીકરાળ; વળી અંગને ડાબુ લોચન, ફરકે મુજ એ કાળ; હારેલા જીતેલા સરવે, આ કોઠે ચંડાળ; અધરમી સૌ આવી પેઠા, કરવા મારો કાળ. ૩૮ માટે કાકા મુજને મુકી, જરી જાશો નહીં દુર; લાગ એટલો જોઇ રહ્યા છે, કૌરવ પાપી ક્રુર. ૩૯ નક્કી મુજને મારી નાંખશે, છુંદશે સર્વ શરીર; અગ્નિ પણ છેવટ નહીં પામું, લાવો દયા લગીર. ૪૦ ભીમ કહે ભાઇ હવડાં હું જઇ, આવું છું ચડીચોટ; નાના કહેતો કુંવર રહ્યો, કાકાએ કહાડી દોટ. ૪૧ સુર સપાટે ગયો સૈન્યમાં, જેમંગળ છે જ્યાંય; ભીમ પકડવા પાસે આવ્યો, ગજ ના ગાંઠયો ત્યાંય. ૪૨ પણ ઉછળી કુંભસ્થળ માર્યું, ભીમની છાતી માંય; ગદા સુદ્ધાં ગોઠમડુ ખાધું તડાક દઇને ત્યાંય. ૪૩ ત્યારે ભીમને રીસ વ્યાપી બહુ, તેનો દેખી કર; ઉઠી ગદા ગ્રહી કે પાપી, હવે મારૂં હું ઠેર. ૪૪ એવામાં પ્રભુએ જાણ્યું જો, ભીમ કરશે ગજ ઠાર; તો નક્કી કોઠામાં જઇને, કરશે કુંવરની વ્હાર. ૪૫ માટે ભીમનું બળ કમી કીધું, લીધું નંદ કીશોર; દીધું સાટે જયમંગળને, જબરૂ વાધ્યું જોર. ૪૬ જેવો ભીમ ગદા ગ્રહી આવ્યો, તેવો એ ગજરાજ; ધસી ભીમના સામો ધાયો, ધરી દીલમાં દાઝ. ૪૮ ભીમ ગદા લઇ તુટી પડીયો, હાથી પર તે વાર; હાથી પણ ત્યાં સુઢ વડેથી, મારે ભીમને માર. ૪૯ એમ પ્રભુએ રોકી રાખ્યો, ગજેંદ્ર સાથે ભેમ; દૈત્યની સાથે પારથ રોકયો, થયું કુંવરનું કેમ. ૫૦ કાકાની બહુ ઓથ હતી, પણ મુકયો અંતરીયાળ; તેથી ભય પામ્યો એ ભારે, અર્જુનજીનો બાળ. ૫૧ ગઢ વીશે ગભરાવા લાગ્યો, ગયો હરબડી હામ; મરણ શરણમાં મુકી ચાલ્યા, કાકા કથાલ્યું કામ. ૫૨ ઉરવીશે એમ ઓછું આવ્યું, હૃદય ભરાયું અપાર; ધ્રુસકાં નાખી રડવા લાગ્યો, આંસુ વહે ચોધાર. ૫૩ વીશ્રામ–અભીમન્યુ આંસુ ભરે,

કરે ઘણો પરીતાપરે; વ્યાસ મગન મુખ ઓચરે, કુંવર તણો વીલાપરે. ૫૨

## કડવું ૫૩ મું —રાગ સાખી પરજ.

આવો આ વેળારે, કાકા મારા આવો આ વેળા; ભીડયમાં ભેળારે, કાકા મારા આવો આ વેળા. ટેક. કાકા મારા કેમ ગયા, એકલો મુકીઆજ; ઓથ હતી એક આપની, તમે કયમ કર્યો મારો તાજ. કાકા. ૧ આ કોઠો છે આપનો, હયો એ લક્ષ લગીર; મુળગો હું માહેર નથી, મારૂં ચુંથાશે હૈયાં શરીર. કાકા. ૨ તમ આધારે બીડલુ, મુકયું મેં મુખ માંય; અંત સમે આવા ખસ્યા, મારી હાજ આવીએ કાંય. કાકા. ૩ ના કેતી હતી મુજ માવડી, ભાંખી મુળ ભવીશ; ભીમ ભરૂંસો ફોક છે, માટે વીસવાસ તું ના કરીશ. કાકા. ૪ તેમ છતાં માન્યુ નહી, મેં કીધો વીસવાસ; તે આગળ સૌ આવીયું, મારો કરશે આ વ્હેરી વીનાશ. કાકા. ૫ વીસવાસઘાત કર્યા થકી, પુરણુ લાગે પાપ; છતાં મને તમે છેતર્યો, હતા આપના ઠેકાણે આપ. કાકા. ૬ સંકટ સમયે મુજને, કરવી જોઇએ ઓથ; નકટા થઇ નાસી ગયા, મારી રણમાં રઝળવાની લોથ કાકા. ૭ સદ પર બેસી કાગડો, દેછે માન શુકન; શીયાળવાં શબ્દો કરે વળી ફરકે છે અંગ લોચન. કાક. ૮ મુળમાં આ કોઠો દીસે, કપરો કાળ સમાન; ભાવીએ ભાસે મને ભોગ લેશે એ મારો નીહાન. કાકા. ૯ હાર્યા જીત્યા યોદ્ધા સૌ, છે આ કોઠા માંય; અપત્ય યુદ્ધ કરના ઉભા, નથી ઉગરવા એક ઉપાય. કાકા. ૧૦ શત્રુ સામા જોઈ રહ્યા, ચડશીલા ચંડાળ; કાળા મ્હોના કૌરવો, એ તો કરશે નકી મારો કાળ. કાકા. ૧૧ મૃત્યુ મારૂ જો થશે, તો મુઝાશો આપ; પારથ આવી પુછશે તેને કાકા શો દેશો જવાબ. કાકા ૧૨ મૃત્યુ મારૂ સાંભળી, સૌના મળશે ભોગ; મરતાં મુજને રહી જશે, વળી તાત તણો તો વીયોગ. કાકા. ૧૩ વીશ્વાસ-ઘાતી માણસો, તમ જેવા નહી કાઇ; ધીક ધર્યો વાસ્વાસ મેં, એમ કહીને કુંવર પડયો રોઇ. કાકા. ૧૪ વીશ્રામ—કાકા આવો એમ કહી, કુંવર પડયો ત્યાં રોઇરે; વ્યાસ વદે કોઠા વીશે, શતરૂ હરખ્યા જોઇરે. ૫૩

## કડવું ૫૪ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીતરાયના તન; રડતો દીઠો કુંવરને તે ઠામ, શત્રુ હરખાતા જોઇને તમામ. ૧ એતો સાતમા કોઠાની માંય, કૌરવ ડોકાં કરી રહ્યા ત્યાંય; હાર્યા જીતેલા યોદ્ધા એ સર્વ, ઉભા ગઢમાં કરી ઘણો ગર્વ ૨ છે એ કોઠો તો જયદ્રથ માથે, પાપી ઉભો છે લઇ સૌ સાથે; છત્રપતિનો છે તે બનેવી, રહ્યા સદા સ્વસુર પક્ષ સેવી. ૩ એના મનમાં છે એવીરે હામ, ઠાર કરવો કુંવરને આ ઠામ; તેથી બોલાવી છત્રપતીને, કહેવા લાગ્યો એ

મુઢમતીને. ૪ કહે છે ચાલો કુંવર પસે જઇએ, ગભરાયો માટે ઘેરી લઇએ; જુઓ લાગ મળ્યો છે આ પાકો, નથી જોડે હવે એનો કાકો. ૫ સુણી છત્રપતીએ તેણીવાર, કીધા યોદ્ધાઓ સરવે તૈયાર; દ્રોણ કૃપાચારજ અસ્વત્થામા, કર્ણ શલ્યને શકુની મામા. ૬ નીજ ભાઇયોના પુત્ર તમામ, ચારસે અઝોતેર તેણે ઠામ; બીજા પાછળ યોદ્ધા અપાર, નીકળ્યા સંપી સૌ કોઠા બ્હાર. ૭ આવ્યા કુંવર પાસે ચડીચોટ, રથ ઘેરી ઉભા વળી કોટ; એવે કુંવરનું કાકામાં લક્ષ, તેથી નીચાં હતાં એનાં ચક્ષ ૮ તેવે પાપીયો આવ્યા પ્રત્યક્ષ, કીધી કીકીયારી પુત્ર સમક્ષ; સુણી ચમકયો ઓચંત્તાનો બાળ, સામા શતરૂ દેખી પડી ફાળ.૯ જાણ્યું કરશે હવે મારો કાળ, ચડી ચુકયા છાતી પર ચંડાળ; હવે શા માટે ધરવો રે શોક, આશા કાકાની કરવી તે ફોક. ૧૦ નીર શતરૂ જો દેખશે નરણે, જોર આવશે પાપી ૧ા ચરણે; દુષ્ટો દેખીને મારી ઉદાસી, દાંત કહાડી રહ્યા મોં વીકાસી. ૧૧ માટે ચેત અભેમન્યુ શુરા, પાપી પાપે કાપી કર પુરા; નહી તો કરશે પછી તારૂ મર્ણ, શુરો શીર જતાં માગે ના શર્ણ ૧૨ અહ્યા વાઘને હોય ના વળાવું, ધીક પર બળ પુંઠે પળાવું; દરીયો ડોળ્યો તેં ખટ કોઠામાં, હાવે થાકે શું ખાબોચીયામાં. ૧૩ એમ ચોકસ ચીતમાં ઠસાયું, પણ પાછું ત્યાં રહય ભરાયું; માત પીતા ત્યાં સાંભળી આવ્યાં, નીર નેત્રોમાં તેથી ભરાયાં ૧૪ અરે હાય થશે મુજ ઘાત, પછી કરશે શું મુજ પીતા માત; એતો ટળવળી ટળવળી મરશે, પ્રાણ મારી પાછળ પરહરશે. ૧૫ મેલી રામાન આવ્યો હું રડતી, તે પણ બીચારી રહેશે રખડતી; હતો ગેટારગચ્છભાઇ સાથી, મેં તો બોલી બગાડયું જેનાથી. ૧૬ રહ્યો સરવે સગાંનો વીયોગી, થયો આખર મૃત્યુ-નો ભોગી; છેવટ કાકા હતા એક કાઠા, તે પણ અંત સમે મુકી નાઠા. ૧૭ એમ સંભારી સંભારી રડતો, બહુ બળાપો કરી બબડતો; દેખી શતરૂ ઘણા ખુશી થાતા, હસી પડે એવા હરખાતા. ૧૮ એવી ચેસ્ટા શતરૂઓની ભાળી, અભેમ-ન્યુએ મન લીધું વાળી; પછી કાળજુ કઠણ કીધું, આત્રણ માયા તણું મુકી દીધું. ૧૯ માયા સંસારની સહુ ફોક, પછી કરવો શા માટેરે શોક; નથી સગુ સહોદર કો સાથી, જ્યારે પ્રાણ જશે પીંડમાંથી. ૨૦ મીથ્યા સગાંને વહાલાં કહેવાનાં, જીવ જાતાં એ જોઇ રેવાનાં; માટે કોનાં એ તો પીતા માત, કોનાં ભગની ને વળી ભ્રાત. ૨૧ વળી કોની કોનું કોઇ, કાદવ કાડયો મે કોઠીને ધોઇ; ધીક ધીક અભેમન્યુભાઇ, તારી ચુલે પડી ચતુરાઇ. ૨૨ જારે જા જીવ ઓછું શું લાવે, શીદ શતરૂને ખાલી હસાવે; મોડું વેલું જ્યારે તારે મરવું, પછી મર-વાથી શા માટે ડરવું. ૨૩ માટે કર હવે પાપીને પુરા, રહે ના મોત થકી કો અધુરા; એવું વિચારીને અભેમાન. થયો શોક તજી સાવધાન. ૨૪ એવે

બોલ્યો ત્યાં દુરીયોધન, અલ્યા સાંભળ પારથ તન; થા તું યુદ્ધ માટે તૈયાર, પછી કરજે કાકાને પોકાર. ૨૫ કાકા કાકા શું કહે છે નકામા, કાકા જોને ઉભા તારા સામા; આવી પોંચ્યું હવે તારૂં મોત, બુરા હાલે થવાનો તું ખ્હોત. ૨૬ સુણી અભિમન્યુ તે ઠામ, લાગ્યો દાઝયા ઉપરજ ડામ; તેથી કુંવરે ક્રોધજ કરીયો, અતી વીખનાં વેણ ઉચ્ચરીયો. ૨૭ કહે છે સાંભળ સાંઢના સુત, કર્મહીણા કૃતઘ્ની કપુત; અલ્યા હાર્યા તમે સૌ કુકરમી, છતાં આવીને ઉભા અધરમી. ૨૮ હાર્યા દ્રોણ અને અશ્વત્થામા, હાર્યા જોને કરણ સહ્ મામા; હાર્યો તું અને તારારે ગોર, નથી જાણતા તે નઠોર. ૨૯ કરી રાંડવા રણમાં હરાવ્યા, પાછા પાવૈયા થવા શું આવ્યા; માટે પુરા કરૂ હવે પાપી, ભોમી ભોગ આપું કાપી કાપી. ૩૦ એવું ધારીને ધનુષ્ય ઉપાડો, બળ હોય તો બાણને કહાડો; ઉંધુ ઘાલી રહ્યા હતા સર્વ, સમે બોલ્યા બધા કરી ગર્વ. ૩૧ કહે છે વીરા શું જોઇ રહ્યા છો, આમ કાયર કેમ થયા છો; હવે છેતરનાં શસ્ત્ર ઝાલો, એને ખાવા ખરેખરૂં આલો. ૩૨ એમ ધારી ક્રોધે સઉ ચડીયા, કરી તડાકોને તુટી પડીયા; ઘણા ગરજી દેવા માંડયો માર, છુટયાં શતરૂનાં શસ્ત્ર અપાર. ૩૩ ગુપ્તી ગેડી ગદા ને કટાર, તીર તરકસને તલવાર; ભાલા બાણ જમૈયા જંજાળ, ધમકે ગોફણ ગોળા વીશાળ. ૩૪ મુશળ મોગરી મુદગળ ફરશી, રહ્યાં ગલોલ ગુરજ વરસી; એવે અભીમન્યુ બાણજ છોડે, સૌનાં શસ્ત્રોને સપાટે તોડે. ૩૫ બાણ એકનાં અનેક મુકે, ચાંપ રાખી ચતુર નવ ચુકે; પણ પાપીનું સૈન્ય અપાર, એતો એકલો દીસે કુમાર. ૩૬ કીડી ઉપર કટક હોય જેમ, કુંવર ઉપર કૌરવ દીસે એમ; છતાં કુંવર પાછો નથી પડતો, લાગ તપાસી તપાસી લડતો. ૩૭ એમ લડે શત્રુ સામો બાળ, પાર્થ દૈત્ય બે લડે પાતાળ; લડે સૈન્યામાં હાથીને ભેમ, ત્રણ ઠેકાણે યુદ્ધ મચ્યું એમ. ૩૮ એવો ત્રીકમે તાસીરો કીધો, ભારે ભાણેજ લાગમાં લીધો; એવે કૌરવો મારે બહુ તીર, કોચી નાખ્યું કુંવરનું શરીર. ૩૯ રૂંવે રૂંવે પાડી દીધાં સાર, છુટે અંગેથી રૂધીર અપાર; તીર ચોતરફથી પાપી નાંખે, એકલો કુંવર કયાં દ્રષ્ટી રાખે. ૪૦ તેથી બાળ ઘણો ગભરાયો, જાણ્યું અંત મારો હવે આવ્યો; માટે ક્રોધ એણે અતી કીધો, શર છેતરનો એક લીધો. ૪૧ ઉપર મંત્ર મોહાસ્ત્ર ભણીયો, ગુણ અગણીત પાછળ ગણીયો; વળી રાખી નહી જરા ન્યુન્ય, મેલ્યું ધર્મને કુંતાનું પુન્ય. ૪૨ પછી ખેંચીને તર્ત કમાન, આંખ્યો મીંચીને મુકયું નાદાન; છુટયું બાણ ત્યાં જ્યારે એક, મંત્ર આધારે થયાં અનેક. ૪૩ મેઘ બુંદની માફક થઇને, વાગ્યાં સરવેની છાતીમાં જઇને; તેવે શત્રુઓ સૌ લડથડીયા, ઢળી ઢળીને મુર્ચ્છામાં પડીયા. ૪૪ એવે કુંવરે કીધો વીચાર, પાપી આડા બોલા તે અપાર; જીત્યા એવું કેરી અભી-

માની, તેની રાખવી જોઇએ નીશાની. ૪૫ જેથી હારેલા સર્વ જણાય, જીત્યા ના કોથી બોલાય; એમ જાણી કહાડયું એક બાણ, મંત્ર યુક્ત કર્યું એ સંધાણ. ૪૬ મુકયું શત્રુ ઉપર રીસ રાખી, સૌની એકેકી મુચ્છ કાપી નાંખી; પછી થઇ વાર બે ઘડી જ્યારે, ઉઠયા મુર્ચ્છા વળી સૌ ત્યારે. ૪૭ દેખી બાળને કાળ સમાન, નાઠા કોઠામાં સૌકો નીદાન; કોઈ રહ્યું નહી જ્યારે ત્યાંય, ઘણો હરખ્યો કુંવર મન માંય. ૪૮ કહે છે હવે તો કોઠાની બ્હાર, કોણ આવે છે જોઉં આ વાર; ઉભો મનમાં આણી એમ હુંશ, રાખ્યું રથ ઉપર ઉભું ધનુષ્ય. ૪૯ એક છેડો છે રથ પર ત્યાંય, બીજો છેડો છે અધર ત્યાંય; મુઠી ઉપર ડાચું ધરીને, ઉભો ધનુષ્યનો ટેકો ધરીને. ૫૦ જોઇ રહ્યો શતરૂ સામું બાળ, એથી પડી પ્રભુજીને ફાળ; કહે છે કેમ નથી મરતો ભાણેજ, પડી પેટમાં ચીંતા તો એજ. ૫૧

વીશ્રામ—ચીંતા પેઠી ચીત્તમાં, ચતરૂભુજને ત્યાંયરે; વ્યાસ ભગત વાણી વદે, સુણો જન શ્રોતાયરે. ૫૪

## કડવું ૫૫ મું—રાગ આશાવરી.

વૈશંપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, કુંવર મરણ મહીમાય. ૧ ચતરૂભુજ ચીંતામાં પડીયા, કેમ ન મરે કુમાર; જ્ઞાન દ્રષ્ટીએ જોવા લાગ્યા, જાતે જુગદાધાર. ૨ જાણ્યું કુંતાની રક્ષાનો, રહી ગયો એક તાર; તે જ્યાં સુધી છે ત્યાં સુધી, કુંવર નથી મરનાર. ૩ પ્રત્યંચા પર ગેટારગચ્છે, વીંટેલો છે સ્હેજ; તે જ તાંતણો તુટે તો મરે, નક્કી મુજ ભાણેજ. ૪ તે શું મ્હારે તોડવો પડશે, ચીંતા કરી એમ ચીત; અરે મારા એક ભાણેજ માટે, લેવું પડશે નીમીત. ૫ જન્મે મરે જગત સઘળું તે, સૌ મુજ ગતી કહેવાય; નીમીત માથે હું નથી લેતો, કરૂં છું ક્રોડ ઉપાય. ૬ કોઇ તાવથી કોઇ કોગળીએ, કોઇને કરડે નાગ; કોઈ ભગંદર કોઇ જલંદર, રાજ રોગ કે આગ. ૭ મુઠય ચોટયમાં કોઇ મરે વળી, ધરી વ્હેમના વેગ; કોઇ જળથી મળથી કે નળથી, કોઇને વળગે પ્લેગ. ૮ કોઇ મુર્ચ્છા કોઇ વરાધ વામાં, ઉટાંટીયામાં અપાર; પણ નીમીત હું નથીજ લેતો, હરતો હરેક પ્રકાર. ૯ માટે આ નીમીત ના લેવુ, એમ તપાસ્યો લાગ; રથ હાકતાં ધરીયું બીજું, ઉંદર રૂપ અથાગ. ૧૦ કંચન જેવી કાયા કીધી, દીસે કોમળ અંગ; ફરકર બાબરી ફરકે જેમાં, જણાય છે પચરંગ. ૧૧ ભોટીલાથી જરાક ભારે, હલકો એથી કોળ; એના જેવો અન્ય મળે ના, દુનીયામાં પણ ડોળ. ૧૨ કાન ટીશીયો ચડાવી ટગટગ, હલાવે વારમવાર; ભાળી બ્રહ્મા મોહ પામેતો, ભા[illegible]જના શા ભાર. ૧૩ પછી પ્રકટ થયા પૃથ્વીમાં, એ કોઠા મોઝાર; અભીમન્યુના રથના સામા, તરત નીકળ્યા બ્હાર. ૧૪ તે ઉંદર ભાળ્યો ભાણેજે, પામ્યો અતીશે મોહ;

તદ્દરૂપ થયો ને ભુલી ગયો સૌ, દુશ્મન પરનો દ્રોહ. ૧૫ ઉરમાં એમ વીચાર કરેછે, વાહવા વીર ઉંદર; જનમીને મેં નથી જોયું, આવું રૂપ સુંદર૧૬ અલ્યા મુવા પણ શીદ નીકળ્યો, તારા દરથી બ્હાર; મુરખ અહીંયાં મરી જવાનો, યુદ્ધ થશે તેવાર. ૧૭ તે માટે નાસી જા નહીં તો, આવ્ય અલ્યા મુજ પાસ; રમકડા જેવો તું દીસે, રમશું આપણ ખાસ. ૧૮ તારે માટે કનક તણું વળી, કરાવીશ મંદર; માણેક મોતી રત્નો રૂડાં, જડાવીશ અંદર. ૧૯ પાળીશ તુજને પ્રેમ થકી હું, દઈશ રૂડાં ભોજન; ધન્ય રઢીયાળા ઉંદર તેં મુજ, પ્રફુલીત કીધું મન. ૨૦ એવામાં તો ઉંદર દોડી, આવ્યો રથ છે ત્યાંય; પૈડા ઉપર થઈને ચડીયો, પડીયો રથની માંય. ૨૧ પછી કુંવરના પગ પાસે જઈ, કરવા માંડયાં ગેલ; કુંવર બીચારો તે શું જાણે, કૌતુક જનનાં ફેલ. ૨૨ પ્રણંચા પર ચડતો પડતો, ઉંદર વારંવાર; ઉલટ સુલટ કુદકારા કરતો, તાકયો ઉરમાં તાર. ૨૩ કુંવર દેખી ખુશ થયો બહુ, ઠરી ગયો ત્યાં સ્થીર; જાણ્યું લાવ્ય હવે હું ઝાલું, લાવું એજ શરીર. ૨૪ એવામાં ઉંદર ચડી આવ્યો, દોરા નજીક તેવાર; પ્રપંચા સુદ્ધાં પછી કાપ્યો, તડાક દઈને તાર. ૨૫ સીધું ધનુષ્ય થતાં તો પેઠી, અણી હળ્યી મોઝાર; તર્ત તાળવું તોડી નીકળી, એક હાથ ત્યાં બ્હાર. ૨૬ એના હચરકેથી ઉછળીયો, ખાધી અવળ ગુલાંટ; રથ આગળ આવીને પડીયો, પૃથ્વીપર ચિત્તાપાટ. ૨૭ ડોળા તેના તરી ગયાને, બોલાતું નથી મુખ; અંગ નસો ખેંચાવા લાગી, દારૂણ પ્રકટયું દુખ. ૨૮ તે દેખીને જયદ્રથ હરખ્યો, બોલ્યો એમ વચન; વણ મ્હોતે એ કુંવર મુઓ, જોજો દુરીયોધન ૨૯ તવ પાપીએ નજર કરીને, જોયું તેણે આમ; પૃથ્વી પડેલો કુંવર ભાળી, હરખી ઉછળ્યો વામ. ૩૦ પગ ઠોકી પછી કહેવા લાગ્યો, તતપર થાવ તમામ; જાવો કરો કુંવરના કટકા, ઝટકા દઈ તે ઠામ. ૩૧ વળી ભાઈયોના પુત્રોને કહ્યું, લ્યો લક્ષ્મણનું વેર; ખોળ્યો કટકો હાથ ન આવે, કરજો એવી પેર. ૩૨ તે વીના તો મારા મનની, ઓલાશે નહી દાઝ; એવા શબ્દ સુણીને બોલ્યા, દ્રોણ ગુરૂ મહારાજ. ૩૩ કહે છે પાપી આ શું ધાર્યું, ચંડાળોનું કર્મ; મરતા જનને મારવો તેતો, અતીશે થાય અધર્મ. ૩૪ વણ મારે પણ છે મરવાનો, મરાવે શીદ નાહાન; ફળ માઠાં ભોગવવાં પડશે, નડશે કર્મ નીદાન. ૩૫ નૃપ કહે નડશે ત્યારે, સૌ થઈ પડશે તે ઠામ; જાવો દીકરા જોઈ રહ્યા શું, કરો આપણું કામ. ૩૬ સુણી કુંવર શસ્ત્રો લઈ દોડયા, ચારસે અઠ્ઠોતેર; સાત હજાર યોદ્ધા સાથે કરવા ચાલ્યો કેર. ૩૭ કુંવર પડયો છે ગભરામણમાં, ઘણું તડફડે તન; બીચારો શી રીતે દેખે, તરી ગયાં લોચન. ૩૮ એવામાં ત્યાં આવ્યા પાપી, કીધો ક્રોધ અપાર, ભાલા તીર તથા તલવારે, દેવા માંડયો માર. ૩૯ ભયો ભય શસ્ત્રો મારે તવ, તન

સંકોચે તન; કાયાને બહુ કષ્ટ પડે છે, કેટલું કરે સહન. ૪૦ મુખ બંધછે નથી બોલાતું, વહતાં એક વચન;વાપી અંગે અતી વેદના, બહુ મુઝાંમણ મન. ૪૧ અરેરે મને મરતાને પણ, મારે પાપી જંન; દયા નથી દુષ્ટોને કીંચીત, રૂવે છે એમ રૂદન. ૪૨ ઘા પડતાં અકળાતો અતીશે, ભોંય ઘસે પગ હાથ; એવામાં એક રથનું પઇડુ, અથડાયું પગ સાથ. ૪૩ તે પઇડુ પગ અંગુઠાપર, લીધું રાખવા નાક; પડયો પડયો પગ ઉંચો કરીને, તર્ત ચડાવ્યું ચાક. ૪૪ શુર ભર્યું પછી શત્રુ ઉપર મુકયું કરીને રીસ; સપ્ત અયુત ચારસેઅઠ્ઠોતેર, છેદી નાંખ્યાં શીશ. ૪૫ ધડોધડ ધડ પરથી મસ્તક, ઢળી પડયાં સૌ ધર્ણ; મરતાં મરતાં સુરાએ એમ, કર્યાં શતરૂનાંમર્ણ. ૪૬ તે દેખીને સૌ કૌરવનાં, દાઝયાં અંતઃકર્ણ; હાહાકાર હવો તે ટાણે, નીર ભરાયાં નર્ણ ૪૭ નૃપના વીર કકળાટ કરે છે, કોઠાની મોઝાર; હાથ પુંચા બહુ ઘસવા લાગ્યા, અંધ તણા કુમાર. ૪૮ દ્રોણ ગુરૂ તવ બોલી ઉઠયા, જો લ્યા દુરીયોધનઃ અધર્મનાં ફળ તર્ત મળ્યાં આ, મુવા સરવના તંન. ૪૯ દુરીયોધન તત્ર ગર્વ કરીને, દીધો ઝડપ જવાબ; મુવા તો મુજ ખાસડે મારી, એનો શો હીસાબ. ૫૦ ભાઇયોને પણ કહેવા લાગ્યો, મુઝાશો નહિ મન; આપણ જો જીવતા હઇશું તો થશે તાગ વીણ તંન. ૫૧ એવામાં ત્યાં અભી-મન્યુનો, તુટયો આયુષ તાર; આત્મા એનું અંગ તજીને, તરત નીકળ્યો બ્હાર. ૫૨ એવામાં એક અપસરા આવી, વીમાન લઇ પુરપાટ; શુરા નરને જોઇ રહેલી, વરવા માટે વાટ. ૫૩ તેણે અભીમન્યુનો આત્મા, ઝાલી લીધો ઝડપ; પોપટ કરી પીંજરમાં પુરી, ચાલી સ્વર્ગે ચડપ. ૫૪ વીશ્રામ—પળી પ્રાણ લઈ અપ-સરા; અભીમન્યુનો ત્યાંયરે; વ્યાસ વદે રહ્યું ખોળીયું, ખાલી ભોમી માંયરે. ૫૫

## કડવું ૫૬ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીતરાયના તંન; ખાલી ખોળીયું ભોમીની માંય, પ્રાણ વીના પડયું રહ્યું ત્યાંય. ૧ એવે કોઠામાં દુરીયોધન વદ્યો જયદ્રથ સાથે વચંન; જુઓ જરૂર મુવો કુમાર, હવે હાલતો નથી લગાર. ૨ માટે પુત્ર પાસે તમો જાઓ, એના કટકા પુરા કરી આવો; માર્યા જેટલા મારા કુમાર, કરો તેટલા કટકાઆ વાર. ૩ સુણી દ્રોણ વળી બોલ્યા ત્યાંય, કહે છે આ શું ધાર્યું પાછું રાય; શીદ મુવેલાને તું મરાવે, એમાં હાથમાં તારા શું આવે. ૪ મીથ્યા જયદ્રથ લેશે નીમીત, પછી પાછળ થશે વિપરીત; સુણી જયદ્રથ બોલ્યારે ત્યાંય, જેમ થનાર હોય તેમ થાય. ૫ કરૂં કટકા એના હું તો કોડ, નહીં હારૂં હવે મારી હોડઃ કોઠો સાતમો છે મારે માથે, માટે કટકા કરીશ મારે હાથે. ૬ એમ કહીને લીધો કર કુહાડો, એનો આવી પોંચ્યો છે અહાડો; તેથી દોડયો કુહાડો એ લઇને, ઉભો પુત્ર પાસે પછી જઇને. ૭ એવે પાતાળે પુરૂષ

પુરાણી, મુવો ભાણેજ વાત એ જાણી; હાથી દૈત્યનું બળ ખેંચી લીધું, ભીમ અર્જુનને આપી દીધું. ૮ તેથી ભીમે ત્યાં ગર્જના કીધી, ગદા સો સાથે હાથીને દીધી; પછી ઢોળી પાડયો એને ધર્ણ, કહે છે હવે કરૂં તારૂં મર્ણ. ૯ એમ કહીને દૈવત ઘણું દાખ્યો, પગ ઝાલી પછી ચીરી નાંખ્યો; એવે પતાળે પણ અર્જુન, નથી બળમાં એને હવે નુન્ય. ૧૦ તેથી મુકયું એણે એક બાણ, લીધા પલમાં એ પાપીના પ્રાણ; બીજા દૈત્યોને માર્યા અપાર, યુદ્ધ પરવાર્યો ઇંદ્રિકુમાર. ૧૧ પછી ગયા એ નગ્રની માંય, આવી લાગ્યા બ્રાહ્મણોને પાય, માગી વીદાયગીરી તે વાર, એતો આવવા પૃથ્વી મોઝાર. ૧૨ મળી બ્રાહ્મણે આશીશ દીધી, વહાલ ધરી વીદાયગીરી કીધી; રથ હાંકયો પ્રભુજીએ ત્યાંય, એવે થયું શું પૃથ્વીની માંય. ૧૩ ભીમે મારી નાખ્યો જ્યારે હાથી, સમે દોડયો એ શુરાનો સાથી; પડી પેટમાં એવી તો ફાળ, અરે એકલો મુકયો મે બાળ. ૧૪ એની સંભાળ રાખશે કોણ, પાપી કૌરવ લેશે એના પ્રાણ; એવું જાણી હીંડયો શુર સપાટે, કોઠા સામા એ શુર સપાટે. ૧૫ આવે એવો અતી શ્વાસ ભરતો, દીઠો જયદ્રથને ત્યાં ઘા કરતો; રથ ઉપર દીઠા નહીં બાળ, મુવો બાળ પડી એવી ફાળ. ૧૬ તેથી પ્રગટયો એને પુરણ શોક, મેલી ભીમે ભયકર પોક; સુણ્યો જયદ્રથે શબ્દ એ માઠો, ફેંકી કુહાડો નફટ નાઠો. ૧૭ નાઠા કોઠાના યોદ્ધા તમામ, સૌના ચમર વછુટયા તે ઠામ; ભીમ પુત્ર પાસે આવ્યો ત્યાંય, ભાળી મડદુ પડયો ભોમી માંય. ૧૮ રડવા લાગ્યો કર કરમે પછાડી, પછી પોક ત્યાં કારમી પાડી; મારૂં કર્મ આ કોઠે કવાયું, ધાર્યો રત્ન આ રણમાં રોળાયું. ૧૯ એવો શબ્દ ગયો ઠામોઠામ; મુવો બાળ એ જાણ્યું તમામ; છુટયાં પાંડવ સૈન્યાનાં લોક, ફુટયાં કર્મ કહી પાડે પોક. ૨૦ ધર્મ કુંતા સુભદ્રા ત્યાં ધાયાં, ધસી દ્રૌપદી હાંફતાં આવ્યાં; આવી ઓત્રા પતી પાસે જ્યારે, પડી પુરણ મુર્છામાં ત્યારે. ૨૧ આવ્યા ગટોરગચ્છ મેઘવર્ણ, ભાઇને દેખી પડયા બેઉ ધર્ણ; સહદેવ નીકુળ આદી તમામ, ઢળી ઢળીને પડીયા તે ઠામ. ૨૨ ભરાઇ મેહની લોકની ભારે, સહુને નીર વહે છે ચોધારે; દેખી સુભદ્રા કુટે છે શીશ, છુટે રૂધીર છોળે તે દીશ. ૨૩ ચુંટી કહાડે છે શીરના કેશ, ચુંટે અંગનું ચર્મ વિશેષ; દાઝ ઉરમાં અતીશે આવે, જીભ્યા દાંતની તળે દબાવે. ૨૪ કહે છે કયાંથી આવ્યો બેટા કાળ, કહીને ખોળામાં લીધો ત્યાં બાળ; મારાં પ્રગટયાં પુરવનાં આ પાપ, એમ કહી માયે માંડયો વીલાપ. ૨૫ વીશ્રામ—વીલાપ માયે માંડીયો, નેત્રે નીર ચોધારરે; વ્યાસ ભગન મુખ ઉચરે, વીલાપનો વીસ્તારરે. ૫૬

## કડવું ૫૭ મું—રાગ પરજ.

હાય બાપ રઝળાવ્યાં અમને ત્હેં રાણા, રઝળાવ્યાં અમને ત્હેં રાણા; સુતો

સ્મશાનમાં સોડય તાણી શાણારે; હાય. હાય બાપ રઝળાવ્યાં અમને હેં રાણા. ટેક. આ શો જુલમ કીધો તેં મારા જાયા, ગયો કેઈ દીશે દીકરા ડાહ્યા; થયો નમેરો મુકીને છેક માયારે હાય. હાય બાપ. ૧ મેં તો આશાએ ઉછેરી મ્હોટો કીધો, એનો લાવો હજુ સુધી નથી લીધો; છેવટ છેતરીને દગો કેમ દીધોરે હાય. હાય બાપ. ૨ વાજ આવ્યો વેરી સાથે વઢીને, લાભ આખર ના લીધો લડીને; રોળ વાળ્યો તેં ચકાવે ચડીનેરે હાય. હાય બાપ. ૩ આવું જાણતી તો રાખતી હું ખાળી, ગયો ઓત્રાનો ભવ બધો બાળી; બેટા ઢીંચણેથી તેં તો મને ઢાળીરે હાય. હાય બાપ. ૪ ધાયો ગોઝારા ઘઢમાં તું આવી, આમ અવનવી શું સમાધી ચડાવી; પડયો રસ્તે શું રાજવી રડાવીરે હાક. હાય બાપ. ૫ તારા તાતનો વીયોગ રહ્યો વાલા, કેમ લક્ષમાં ના લાવ્યો એ લાલા; બોલ બોલ એક વાર કુંવર કાલારે હાય. હાય બાપ. ૬ દયા દીકરા ના આવી લગારે, વાલી વસ્તુઓ પડી વધારે; એતો દેખી દેખી બળવાનું મ્હારેરે હાય. હાય બાપ. ૭ કહ્યું કોઇનું ના માન્યું હઠીલા, હતી ઓથ કીધી અળગી જકીલા; રાન રોળાયો રણના રસીલારે હાય. હાય બાપ. ૮ પડી ખોટય તારી કેઇ પેરે ટાળું, નથી બાળ બીજો જેથી મન વાળું; કરી ગયો મુખ મારૂં ઓશીયાળું રે હાય. હાય બાપ. ૯ તેં તો હરખાવી શત્રુઓની ટોળી, મારા હૈયામાં પ્રગટાવી હોળી; જનમ કેમ જશે ચક્ષુ આમ ચોળીરે હાય. હાય બાપ. ૧૦ મારી આશા કરી બધી ધુળધાણી, તારી પાછળ હવે લેજે મને તાણી; વદે વધુ શું મગન વ્યાસ વાણીરે હાય. હાય બાપ. ૧૧ વીશ્રામ—સુભદ્રા એમ વલવલે, ઘણો કરે પરીતાપરે; કુંવર ગ્રહી પછી ગોદમાં, કુંતા કરે વીલાપરે. ૫૭

## કડવું ૫૮ મું—રાગ રામરાજીયાનો.

રડતાં મુકીને ગયો રાજવી, હાય હાયરે. રડતાં. જાગ્ય જાગ્ય અભેમન્યુ દીકરારે, સુતો સમશાન શા માટ ટેક૦ આવું કરવું ના ઘટે તુજને, શોધી સ્વર્ગ તણી વાટરે. રડતાં. ૧ શાણો થઇને શું સુઇ રહ્યોરે, લેઇ નીંદ્રા લસલસાટ; સગો થઇ તું દગો દઇ ગયો, બળે ચીત ચગચગાટરે. રડતાં. ૨ સુનાં મેલ્યાં મંદીર માળીયાંરે, મેલ્યાં સુનાં રાજપાટરે; તારા વીનાની સહુ સાહ્યબી, થઇ ધુળથી નાપાટરે. રડતાં. ૩ જરીયન વસ્ત્રો બધાં જરી જશેરે, ગળશે ઘરેણાના ઘાટ; સુની સુંવાળી પડી સેજડી સુની હીંડોળા ખાટરે. રડતાં. ૪ વાલી વસ્તુ વધારે થઇ પડીરે, કનક વાડકાને તાટ; તારા વીના તો મારા ચોકમાં, કોણ રમશે ચોપાટરે. રડતાં. ૫ કુંવર કોડંડ કોણ ઝાલશેરે, વળશે હથીયારે કાટ; દેખી દેખીને અમે દાઝશું, જોયાં જશે કયેમ કબાટરે. રડતાં. ૬ તાત તારા વાત જ્યારે જાણશે, પડશે પૃથ્વી ચીતાપાટ; વીધવા ઓત્રાને દેખતાંરે, મરશે

સુદ્રષ્ણા વિરાટરે. રડતાં. ૭ રાણી રખડતી કરી ગયોરે, એના ઉરમાં ઉચાટ; એની દયા જરા ના ઉપની, એતો રડે રદય ફાટ. રડતાં. ૮ ઓથે ગટારગચ્છ બાંધવોરે, એથી કીધો કકળાટ; વાંધો પાડીને પાછો વાળીયો, ભાઇ બળે ભડભડાટ. રડતાં. ૯ મુળથી કહ્યું ના માન્યું કોઇનું રે, માંડી હઠનું તે હાટ; ગોઝારા ગઢમાં તું આવીયો, ઘડયો પાપીઓએ ઘાટ. રડતાં. ૧૦ પાણીમાં દીવો મુજ બળી ગયોરે, વાળ્યો હૈવે શો દાટ; વાણી મગન વ્યાસ શું વદે, લખ્યા લેખ એ લલાટ. ૧૧ વીશ્રામ—રડતાં મુકી કયાં ગયો, કુંતા કહે કુમારરે; વ્યાસ વદે તેણે સમે, ઓત્રા રડે અપાર. ૫

## કડવું ૫૯ મું—રાગ ભરથરીનો.

કુડારે કરમ આ તેં શું કર્યું. ટેક૦ દૈવ દયા ના આવી જરી, દુઃખ દારૂણ દીધુંજી; સમશાને સ્વામી સુવાડીને, સુખ સઘળું તે લીધુંજી. કુડારે. ૧ છ છ જનમમાં મને કોઇ સ્થળે, ઠરવા દીધી નથી ઠામજી; આરે જનમમાં આશા હતી, તે પણ કથળ્યું તે કામજી. કુડારે. ૨ કંથ મારા તમે કયાં ગયા, છોડી અબળાનો સાથજી; નમેરા થઇને શું સુઇ રહ્યા, બોલો બોલો સ્વામીનાથજી. કુડારે. ૩ જ્યારે આવું કરવું હતું, ત્યારે શીદ ઝાલ્યો હાથજી; છેહ દીધો મને છેતરી, શતરૂ સાથે ભીડી બાથજી. કુડારે. ૪ કરમ કઠોર મારૂ થયું, પ્રગટયાં પુરણ પાપજી; સ્વામી તમે સાતે જન્મમાં, મારી મને ભુલ થાપજી. કુડારે. ૫ અધવચ રણે મળ્યા તંબુમાં, તે પણ સુખ નહિ સંપુર્ણજી; અલ્પજ સ્વપ્ન સમું થયું, આશા રહી ગઇ અપુર્ણજી. કુડારે. ૬ નીમીશ માત્ર મળ્યા મુને, રહ્યા નહી એક રાતજી; મનની હતી તે મનમાં રહી, નથી કરી દીલ ખોલી વાતજી. કુડારે. ૭ નાથ નથી એ વાંક આપનો, ભુંડું મારૂં ભવીશજી; મામા તમારા કેડે પડયા, વેરી દ્વારીકાંધીશજી. કુડારે. ૮ કામ બધાં છે આ કૃષ્ણનાં, એણે કર્યું મારૂં ધુળજી; જીવતા ના રહેશો કોઇ જાદવો, જાજ્યો એનુ જડામુળજી. કુડારે. ૯ મારા જેવી થજ્યો એની નારીયો, સોલ અયુત સત અષ્ટજી; સૌનાં સાથે બળજ્યો કાળજાં, પુરણ પામજો કષ્ટજી. કુડારે.૧૦ સાળો બનેવી બે એક છે, જુદા જાણે ના કોઇજી; પાળી મારી પેસી પેટમાં, એતો કોઇએ ના જોઇજી. કુડારે. ૧૧ હેત બતાવી ઉજડ કર્યું, એવો અરી અવીનાશજી; હવે જીવી હું તો શું કરૂં, સ્વામી આવું છું તમ પાસજી. કુડારે. ૧૨ એમ કહીને કેશ છોડીયા, તેથી ધરૂજ્યા અવીનાશજી; વ્યાસ મગન કહે તે પળે, કીધી વાણી આકાશજી. કુડારે. ૧૩ વીશ્રામ—આકાશમાં વાણી કરી, જાતે જદુપતી રાયરે; વ્યાસ મગન મુખ ઉચરે, વાણીનો મહીમાયરે. ૫૯

## કડવું ૬૦ મું—રાગ કેદારો.

વળતાં બોલીયારે, ફરી વૈશમપાય વચન; સ્નેહે સાંભળોરે, રૂડા જનમેજય રાજન. ૧ ઉંડી આકાશમાંરે, વાણી એમ થઈ તે વાર; ગુણીયલ ગર્ભ છેરે, બાઇ તુજ ઉદરની મોઝાર. ૨ જો તું મરીશતોરે, લાગશે બાળહત્યાનું પાપ; વળી બીજું થશેરે, આત્મહત્યાનું પાપ અમાપ. ૩ પછી તે પાપથીરે, ધરવા પડશે જન્મો સાત; દુઃખ પડશે ઘણુંરે, તુજને જગમાં જાતો જાત. ૪ માટે મરીશ માંરે, છે આ છેલ્લો તુજ અવતાર: બાઈ તુજ ઉદરેરે, પ્રગટશે ઉત્તમ એક કુમાર. ૫ એ કુમારથીરે, તરશે તારાં કુળ તમામ; જન્મે તે સમેરે, ધરજ્યો પરીક્ષીત એવું નામ. ૬ એવું સાંભળીરે, ઓત્રા આદી સરવે શોક; એના ભાગનોરે, કાંક પણ ઓછો કીધો શોક. ૭ કુંતાદી મળીરે, બાઇને કીધો બહુ ઉપદેશ; ઓત્રાએ તે સમેરે, કરથી મુકી દીધા કેશ. ૮ એવે પાતાળથીરે, પ્રભુ પારથ બન્ને ત્યાંય; અસ્વ રથ હાકતારે, આવી પહોચ્યા પૃથ્વી માંય.૯ તે જ સમયમાંરે, તેમને આડો ઉતર્યો નાગ; વળી રથ ધ્વજાયેરે, કા કા કરતો બેઠો કાગ. ૧૦ સામે શીયાળવાંરે, રડતાં રાડ પાડી બહુ રાન; સીંચાંણી ચીબડીરે ભારે ભસવા લાગ્યાં સ્વાન. ૧૧ તે તકે પારથ તણુંરે, ફરકયું ડાબુ અંગ લોચન; પૃથ્વીમાં આવતાંરે, મળ્યા એમ માઠા માન શુકન. ૧૨ એવું દેખીનેરે પાર્થને પડી પેટમાં ફાળ; પ્રભુને પુછતોરે, કયેમ આ થાય શુકન વીકરાળ. ૧૩ એવું સાંભળીરે, બોલ્યા જાતે શ્યામ સુરંગ: ઓ અરજુનજીરે, મારૂં પણ ફરકે છે અંગ. ૧૪ આવા ચીન્હથીરે, ભાઇ મુજ મનમાં ઉપજે ત્રાસ; વળી એમ ભાસતુંરે, પહોંચ્યું કોઇ વાલુ રખે વીનાશ. ૧૫ તેના કારણેરે, નક્કી આ મળીયા માન શુકન: રથ હાંકે ત્વરારે, તંબુએ કાંઇ પણ હશે વીઘ્ન. ૧૬ વ્હેમ બીજો નથીરે, પણ છે મુસ્તી મુજ ભાણેજ; ઉપાધી કરે એવારે, શુરો યોદ્ધા દીસે એજ. ૧૭ તમો અમો વીનારે, કદીએ યુધ્ધે ચડીયો હોય; કૃતઘ્ની કૈરવોરે, પછી કહો જીવતો રાખે કોય. ૧૮ એવી આજનીરે, ભુંડી ભાસે છે તારીખ; એવું જો કદી હશેરે, હું તો પુરણ માગીશ ભીખ. ૧૯ પ્રભુ એમ બોલતારે, તર્ત જ બની ગયા બેભાન; રથમાં ઢળી પડયારે, નક્કી ન મળે શુદ્ધ કે સાન. ૨૦ પાર્થ તે તકેરે, ભારે બની ગયો ભયભીત; રથ મારી મુકયોરે, ચતુર નર ચોકસ રાખી ચીત. ૨૧ લગભગ આવીયારે, સેન્યા ઉભી જ્યાં રણ માંય; નીરદય ભોમીમાંરે, રથને લાવી રાખ્યો ત્યાંય. ૨૧ ધર્મે જાણીયુંરે જરૂર આવ્યો પારથ વીર; વસ્ત્ર ઓરાડીનેરે, ઢાંક્યું શબનું તર્ત શરીર. ૨૧ ધર્મ સઉને કહેરે, વીરા કરશો નહીં કોઇ ત્રાસ; પારથ જાણશેરે, કરશે પલમાં પ્રાણ વીનાશ. ૨૨ સર્જન સંચરોરે, સમજાવો જઇ એવી પેર; ધીરજ દઇ લાવજોરે,

જેથી કરી શકે ના કેર.૨૩ તે સમે સંચર્યોરે, ધૃષ્ટદ્યુમ્ન દરૂપદ અને વીરાટ; ઘણા જન સાથમાંરે, આવ્યા પારથ ને પુરપાટ. ૨૪ અરજુન બોલીયોરે, કેમ હો સઉ છે કુશળક્ષેમ; એવું સાંભળીરે, સઉએ ઉંધું ઘાલ્યું એમ. ૨૫ તે દેખીનેરે અરજુન ગભરાયો દીલ સાથ; એવે આળસ તજીરે, તરત ત્યાં ઉઠયા દીનોનાથ. ૨૬ અરજુન તે સમેરે, પડતું મેલી કહાડી દોટ; સરવેએ ઝાલીયોરે, તરછોડી ચાલ્યો એ ચડી ચોટ. ૨૭ તે દેખીનેરે, પાછળ દોડયા દીનાનાથ; બંને આવીયારે, જ્યાં બેઠો છે સહુનો સાથ. ૨૮ પતીને દેખીનેરે, શમ્યો નહીં સુભદ્રાનો શોક; ઓ મુજ દીકરારે, કહીને પુરણ મેલી પોક. ૨૯ શબ્દ એ સુણતાંરે, ચમકયા અરજુન જદુપતીરાય; ઢળીયા ધર્ણમાંરે, બંને સાથે મુરછા માંય. ૩૦ થોડીવારે પછીરે, ઉઠયા અરજુન જુગદાધાર; લાગ્ય ગોઝારણીરે, સુભદ્રા કયાં છે મુજ કુમાર. ૩૧ એમ અરજુન કહેરે, રડે ભાગ્યું મારૂં ઘરસુત્ર; વસ્ત્ર ઉઘાડીનેરે, જોતાં દીઠો ત્યાં નીજ પુત્ર. ૩૨ વીશ્રામ–પુત્ર પોતાનો દેખીને, અરજુન રડે અપારરે; વ્યાસ મગન વાણી વદે, નીર નેત્રે ચોધારરે. ૬૦

## કડવું ૬૧ મું—રાગ વાલાજીના મહીનાનો.

અરજુન કહે આ શું કર્યું કુમારરે, લાડકડા; મુજને મુકી ગયો તું દુનીયા પાર, મારા લાડકડા. ૧ વ્હાલા ચાલ્યો પાડી મુજ વીયોગરે, લાડકડા; મળીયા મારા કર્મ તણા આ ભોગ, મારા લાડકડા. ૨ હતી મુજને અતીશે તારી ઓથરે, લાડકડા; સોડય તાણી કેમ સુતો થઇને લોથ, મારા લાડકડા. ૩ શાણા તુજને શરમ ન આવી લેશરે, લાડકડા; તારો લ્હાવો હું હવે કયાંથી લેઇશ, મારા લાડકડા. ૪ તારા વીણ કોણ બોલાવશે કહી બાપરે, લાડકડા; હું અભાગીયાને તેં મારી ભુલ થાપ, મારા લા૦ ૫ હું તો જાણું થઇ આવ્યો છે બાળરે લા૦ વૃદ્ધપણામાં લેશે મુજ સંભાળ. મારા લા૦ ૬ તારા ઉપર હતો રાજ આધારરે, લા૦; શું મન વાળું અન્ય નથી કુમાર, મારા લા૦ ૭ તું નાનો પણ ડહાપણ તારૂં મોટુંરે, લા૦; જીવતર મારૂં કરી ગયો તું ખોટું, મારા લા૦ ૮ તુજ વીણ કોણ ફરશે મારી સાથરે, લા૦; તુજને દેખી મુજને બહુ સુખ થાત, મારા લા૦ ૯ ભાઇ તું તો ઓચરતો મીઠુ મીઠુરે, લા૦ મુજ પેલું કયાં મરણ મેં તારૂં દીઠું, મારા લા૦ ૧૦ તારા વીણ કોણ બોલશે કાલુ કાલુરે, લા૦; કાલુ કાલુ પણ મને લાગતું વાલુ, મારા લા૦ ૧૧ કરી ગયો જનમારો મુજ ઝેરરે, લા૦; વ્હાલો થઈ તે વાળ્યું આતો વેર, મારા લા૦ ૧૨ ભાઇ ભાઇ કરતાં મ્હોડું મુજ સુકાતુંરે, લા૦, તે બેટા મુજ હલકા પાડયા હાથ, મારા લા૦ ૧૩ હાય બાપ તેં ઢીંચણથી મને ઢાળ્યોરે, લા૦; ખરેખરો તેં વેરનો દાડો વાળ્યો, મારા લા૦૧૪ તુજ વીણ કોણ કરશે મુજને લાડરે, લા૦; તું તો ચાલ્યો ભાગી

મારાં હાડ, મારા લા૦ ૧૫ કયાં ખોળું કયાં ભાળું મારા સુતરે, લા૦; છેહ છેતરી દીધો થઈ સપુત, મારા લા૦ ૧૬ વીશ્રામ—સપુત થઇ તેં છેતર્યો, ઓરે મારા બાળરે; વ્યાસ વદે અરજુન કહે, કરૂં હવે મુજ કાળરે. ૧૧

## કડવું ૬૨ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીત રાયના તંન; કહે છે અરજુન ઓરે મારા બાળ, કરૂં તારી પાછળ હું તો કાળ. ૧ તારા વીના જીવ્યું કયમ જાય, એમ કહીને પુત્ર લેવા ધાય; ખેંચી ખેંચીને ખોળામાં લેછે, આંસુ ભરી અતીશે રડે છે. ૨ વળી સુભદ્રા ઉપર ચીડાયો, કહેછે પુત્ર મારો તેં ગુમાયો; મને નડયાં નારી તારાં પાપ, પુત્ર મુઓ આ તારા પ્રતાપ. ૩ નીચાં પગલાંની એવી તું નારી, મારો પુત્ર તેં નંખાવ્યો મારી; તારા ભરૂસે મુકયો મેં બાળ, ત્યારે પાપણી કરાવ્યો કાળ. ૪ યુધ્ધે જાવા દીધો તંન તેતો, મારે મુઓ મારો તંન એતો; જો તેં પુત્ર વારી રાખ્યો હોત, તો ના થાત કદી એનું મોત. ૫ બધાં વઢાયાં આ તારાં મુળ, મારૂં મેળવ્યું તે બધું ધુળ; જાણ્યું હોત મેં મરશે જો બાળ, કદી કાળે ના જાત પાતાળ. ૬ મારો એકે રહ્યો ના આધાર, મને કહાડયો તેં વર્ણની બહાર; બોલ્ય બોલ્યને બેટારે તું તો, તારા ગુણ સંભાળુ શાહું તો ૭ રત્ન રાંકના હાથમાં આવ્યું, હાય તે પણ રણમાં ગુમાવ્યું; એમ કહી કહી કુટે છે છાતી, રોઇ રોઇ કરી આંખ્યો રાતી ૮ ભોમી સાથે કુટે છે કપાળ. ભારે ભ્રમણા કરે છે ભુપાળ; ખાતો પૃથ્વીની સાથે પછાડ, ભોમી પડીને ભાગે છે હાડ ૯ કુટી કપાળ કહાડયું રૂધીર, દેખી ધાયા ત્યાંતો સૌ વીર; આવી ઝાલ્યા જ્યારે એના હાથ, ભાઇને બળે ભીડાવી ત્યાં બાથ. ૧૦ એમ બાઝી પડયા જ્યારે આવી, ત્યારે જીભ્યા ત્યાં દાંતે દબાવી; દેખી કુંતા કે ઝાલો કોઇ દાંત, જીભ્યા દબાવી કરશે એ ઘાત. ૧૧ ત્યારે ભાઇએ ઝાલ્યુ તેનું મુખ, એવે પ્રભુને પ્રગટયું દુઃખ; જાણ્યુ મરશે અર્જુનજી આ વાર, કોણ ઉતારશે ભુનો ભાર. ૧૨ વળી વચન સેહેદેવનું નડશે, અર્જુન ભેડે મારે મરવું પડશે; જ્યારે જાણ્યું દીનેનાથ, ચેત્યા સવેળા એ દીન્ન સાથ. ૧૩ બેઠા ત્યાંથી ઓચંતાના ઉઠયા, પોતે પોતાના ઉપર રૂઠયા; કીધું પ્રભુએ પુરૂ ચરીત્ર, ધાર્યો ઉગારવા નીજ મીત્ર. ૧૪ વીશ્રામ—ઉગારશો નીજ મીત્રને, ધાર્યું જદુપતી રાયરે; લીધુ ભગવાને ભાલોડુ, ભાથામાંથી ત્યાંયરે. ૧૨

## કડવું ૬૩ મું—રાગ ઝડપના દોહરાનો.

ભાથામાંથી ભગવાને, ભાલોડું લીધું જ્યારે;:ભાણેજ મારો મુવો માટે મારે મરવું છે અત્યારે. ૧ એવામાં ભીમ આવી, ભાલોડુ ખેંચી લીધું; ત્યારે ચતુ-

મુજે પાણુ, ચરીત્ર બીજુ કીધું. ૨ પોલા પોલા ગડદા પ્રભુ મારે છાતી માંય; છાતીમાંતો જરા ન વાગે, ધબધબ બાકી થાય. ૩ પ્રભુ કહે છે ભાણેજ મુવો, મારે જીવી શું કરવું; લાવોરે કોઇ કટારી મારે પેટ મારીને મરવું ૪ હાથ બાપ કોઇ વીરા લાવી, આપો મુજને ખડગ; આવ્યા રહો કોઇ ઝાલશો ને મને, મરવા વો બે ધડક. ૫ એવામાં ત્યાં અર્જુનજીને પડી પેટમાં ફાળ; જાણ્યું નક્કી ભાણેજ માટે, કરશે પ્રભુજી કાળ. ૬ દીકરા કરતાં અર્જુનજીને, વાલા દીનોનાથ; માટે દીકરાને ભુલી જઇ ઝાલ્યા પ્રભુના હાથ. ૭ અર્જુન કહે છે ઓ મહારાજા, મુકો ધમાધમ; જો હવે તમે કાંઇ કરો તો, તમને મારા સમ. ૮

વીશ્રામ—પ્રભુ મારા સમ આપને, અર્જુન બોલ્યો ત્યાંયરે; વ્યાસ મગન વાણી વદે, સુણો જન શ્રોતાયરે. ૧૩

## કડવું ૬૪ મું—રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, શોક જ્ઞાન મહીમાય. ૧ અર્જુનજી ત્યાં કહેવા લાગ્યા, સુણો જાદવરાય; મરણ જરાણની આગળ કોઇનો, ચાલે નહી ઉપાય. ૨ આપણુ એમાં શું કરવાના, ઓરે દીનાનાથ, થવાનું હતું તે થયું, નવ જવાય દીકરા સાથ. ૩ ભગવાન કહે છે અરજુનજી તમે, મરવા ધાર્યું જ્યારે, તે દેખીને મેં પણ મરવા, ધાર્યું હતું તે વારે. ૪ ભગવાન કહે તમે કલેશ કર્યો તેથી ખોટુ લાગ્યું મારે મન; અર્જુન કહે નહી કરૂ કલેશ હવે, ઓરે જુગજીવન. ૫ થાવાનું હતું તે થયું ઓરે પ્રાણાધાર; પ્રભુ મરણના ભયથી પોતે, મન વાળ્યુ તે વાર. ૬ ધન્ય ધન્ય છે ભક્તી તેની, ધન્ય અર્જુન અવતાર; પુત્ર થકી પણ વ્હાલા વધારે, એને વીશ્વાધાર. ૭ એવો દ્દઢ પ્રેમ હોય તો કેમ પ્રભુ વશ ના થાય; આપણ તેને તો તે આપણા, પ્રભુનો છે એ ન્યાય. ૯ એવામાં જઇ સેવક લાવ્યા, કાષ્ટ અગર ચંદન; તે ચંદનની ચીતા ખડકી, મળીને સરવે જન. ૧૦ એવે સૌ જણ શાંત પડયાને, શબ લીધું તે વાર; ચીતા અંદર મુકી કીધો, અગ્નીનો સસ્કાર. ૧૧ ચીતા શાંત પડી તે વારે; વીધી કરી તમામ, અસ્થી સૌ સરીતામાં તેતો, વેવરાવ્યાં ત્યાં તે ઠામ. ૧૨ પછી બીજા ઉતારે જઇને, કીધુ સૌએ સ્નાન; સરીતા અંદર સ્નાન કરીને, ચાલ્યા સૌ નીજ સ્થાન. ૧૩ તંબુમાં સરવે જણ આવ્યા, શામ ધર્યાં નીશાન; શામ શીબીરો તાણ્યા પેર્યાં, વસ્ત્રો શામ નીદાન. ૧૪ શુન્ય મુન્ય સૌ કો થઇ બેઠા, તંબુમાં તે વાર; પૃથ્વી સામું સૌ ભાળે છે, કરે ના કોઇ ઉચાર. ૧૫ વાત ચીત પણ કોઇ કરે ના, સરવે સુમાસુમ; મહા શોકનો સાગર છવાયો, થઇ મતી સૌની ગુમ. ૧૬ પશુ પક્ષીએ પણ તે ઠેકાણે, તજી દીધાં જળ ઘાસ; વર્ણન વ્યાસ કરે શું ઝાઝું, તેવો છે

ત્યાં ત્રાસ. ૧૭ પછી પ્રભુએ ધીમે ધીમે, સઉને દીધો બોધ; તોપણ જ્યારે નવ માન્યુ ત્યારે ધમકાવ્યા કરી ક્રોધ. ૧૮ પછી પ્રભુએ ક્ષીપ્રા રસોઈ, કરાવી સેવક પાસ; તૈયાર કરી સેવકે કહ્યું તવ, ઉઠયા શ્રી અવીનાશ. ૧૯ સૌને કહે હવે ઉઠો વીર, ભાગો કડવું મુખ; દાઘ નથી વીસરવાનો આ, જનમારાનું દુઃખ. ૨૦ હાના કરતાં ધરમ ઉઠયા, ઉઠયાં કુંતા માત; વીરાટ ધરૂપદ આદી ઉઠયા, ઉઠયા બીજા ભ્રાત. ૨૧ ધીમે ધીમે સૌને ઉઠાડયાં, કરી ઘણો ઉપદેશ; પણ અરજુન એકલા નથી ઉઠતા, નથી માનતા એ લેશ. ૨૨ વારા ફરતી ધીમે ધીમે, કહી કહી થાકયા લોક; એર્જુન કહ્યું કોઇનું નથી માનતા, કરતા ઝાઝો સોક ૨૩ ત્યારે ભગવાન કહેવા લાગ્યા, ઉઠો મારા મીત્ર; દીકરો હાવે નથી દેખવાના, માનો પુન્ય પવિત્ર. ૨૪ તત્ર અર્જુન પ્રભુજીને બાઝી, રડી પડયા ચોધાર; દીકરા વીણ અન હું નહીં લેઉં, કયાં ગયો મુજ કુમાર. ૨૫ એ પરમાણે પાછું આક્રંદ, કરવા માંડયું નરેશ; હાય બાપરે દીકરા મારા, ગયો તું કઇ દીશ. ૨૬ ત્યારે પ્રભુજી કહે છે અર્જુન. શીદ કરો તમે આમ; આક્રંદ કરવાથી પણ પુત્ર, નહીં જડે કોઇ ઠામ. ૨૭ રડી રડીને આંખો ખોશો, ખોશો સર્વ શરીર; પણ મુવેલાં વળે ન પાછાં, વીચારો એ વીર. ૨૮ આવી રીતે કેટલા દહાડા, તજશો તમે અંન; પેટ કદી કાળે નહી છોડે, નથી મળવાનો તંન. ૨૯ કોની નારી કોના પુત્રો, કોનાં તાતને માત; કોના મામા કોની મામી, કોનાં ભગની ભ્રાત. ૩૦ મારૂં મારૂં કરી મરો પણ, મીથ્યા છે સંસાર; પણ કોઇ કોઇનું સગુ નથી એ, સમજો પુરણ સાર. ૩૧ રણ સંબંધે ભેગાં થયાં સૌ, તેને માન્યું મારૂં; પણ સંસ્કાર પુરો થાતાં સૌ, નીશ્ચે છેજ જનારૂં. ૩૨ જો તન તમારો હોય તો તમને, મુકીને કયેમ જાય; તે ન્હોતો તમારો તમે ને તેના, માટે થયો વીદાય. ૩૩ સૌ કહે મુવું પણ શું મુવું, તે પાડો મને જાણ; અંગ આત્મા બેમાં કોણ મરતુ, ઉરમાં કરો પ્રમાણ. ૩૪ અરજુન કહે મને સુઝ પડે ના, માટે જોડું હાથ; એ બેમાં કહો કોણ મરે છે, ઓરે દીનાનાથ. ૩૫ પ્રભુ કહે મરતુ નથી એકે, પણ મુવું માને લોક; તેથી બીચારાં અજ્ઞાની જન, કરે શોકનો પોક. ૩૬ અંગ મરે પણ તેતો જડ છે, માનો મુવું અનંત; પંચ ભુતનો પંડ પડે તત્ર, મળે ભુતમાં ભુત. ૩૭ માટે અંગ મુવું કેમ કહીએ, નથી મરતું એમ સીદ્ધ; આત્મા પણ કદી મરતો નથી એ, વેદમાં વારતા સીદ્ધ. ૩૮ આત્મા અજર અમર છે પોતે, વળી છે છેદ અભેદ; મુવો એ મુરખ જન માની, ખોટા કરતાં ખેદ. ૩૯ જેને જનમ મરણ નથી, તેને મુવું કેમ કહેવાય; આત્મા કોઇ કાળે નથી મરતો, ઉંધુ જગ કુટાય. ૪૦ અરજુન કહે મને કર્યો કૃતારથ, ઓરે જુગદાધાર; સીદ્ધ થયું કે હવે નથી મુવો, નક્કી મુજ

કુમાર. ૪૧ પણ આત્મા એ અભીમન્યુનો, ક્યાં છે જુગજીવંન; તે મુજને દેખાડો ત્યારે, લેવું મારે અંન. ૪૨ આજને આજ મને દેખાડો, તમેજ આપો આપ; નહી દેખાડો તો નહીં જીવું બ્રહ્મહત્યાનું પાપ. ૪૩ એમ કહી કર ઝાલી હઠ કરી, બેઠા અર્જુનરાય; એવું સુણી પ્રભુજીને બહુ, ચીંતા થઇ મન માંય. ૪૪ પ્રભુએ જાણ્યું નહીં દેખાડું, તો મરશે અર્જુન; ભુનો ભાર પછી કોણ હરશે, મુઝાયા એમ મન. ૪૫ વળી વચન બીજું સહદેવનું, નક્કી મુજને નડશે; અર્જુન જો મરશે તો મારે, જોડે મરવું પડશે. ૪૬ એમ જાણી પારથને કહે છે, સુણો શુભ નરેશ; પુત્ર તમારો દેખાડીશ પણ સગો થશે નહીં લેશ. ૪૭ અર્જુન કે તોયે દેખાડો, ત્યારે દીનોનાથ; કહે છે ચાલો પુત્ર દેખાડું, એમ કહી લીધા સાથ. ૪૮ તંબુથી બે બ્હાર નીકળ્યા, જઇ ઉભા એકાંત; મોહને માયા વીસ્તારી, ભક્ત ભુલ્યો સૌ ભ્રાંત. ૪૯ પછી પ્રભુએ કરૂણા કરીને મંગાવ્યું વૈમાન; સ્વર્ગ માર્ગથી સરરર કરતું, આવ્યું નીજ નીદાન. ૫૦ તેમાં જણ બે સાથે બેઠા, કરે જ્ઞાનની વાત; ઇચ્છા કરતાં અદ્ધર ઉડ્યું, મન વેગે વીખ્યાત. ૫૧

વીશ્રામ—મન વેગે વીમાન એ, સંચર્યું સ્વર્ગ સદનરે; વ્યાસ મગન વાણી વદે, સુણો શ્રોતાજનરે. ૬૪

## કડવું ૬૫ મું—રાગ ધનાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ પરીક્ષીત રાયના તંન; આવ્યું વીમાન સ્વર્ગ સદન, ત્યાં એક અપસરાનું છે ભુવન. ૧ મ્હેલ ઉંચો અતીશે છે છેક, પીંજર લટકે છે પોપટનું એક; તેતો અરજુનજીને દેખાડી, પછી સમજણ પ્રભુજીએ પાડી. ૨ છે એ પીંજરમાં પુત્ર તમારો, બેઠો પોપટ થઇ પ્રાણ પ્યારો; માટે તમો તેની પાસે જાવો, હેત છે તો તો જઇને બોલાવો. ૩ એવું કહી મુકી પાર્થનો હાથ, ઉભા દુર જઇ દીનોનાથ; પછી અરજુન ઘણો ખુશી થઇને, ઉભો પીંજર પાસે એ જઇને. ૪ પછી ઉમળકો ઉર લાગ્યો, બેટા અભીમન્યુ કહી બોલાવ્યો; મારા બેટા ઓ મારા સંતાન, બોલો દીકરા ઓ અભેમાન. ૫ સુણી પોપટ પણ તે ઠામ, બોલ્યો કહે છે અલ્યા શું છે કામ; સુણી અરજુન હરખ્યો અપાર, કહે છે અહીં કયેમ આવ્યો કુમાર. ૬ મને મુકીને દીકરા ખસીયો, અહીં આવી બેટા કયેમ વસીયો; મેલ્યાં અમને રઝળતાં તેં રાન, આવ્યો શા માટે સંતાન. ૭ તારા વીના તારાં માત તાત કરશે પલકમાં પ્રાણની ઘાત; સુણી પોપટ બોલ્યો તે વાર, જા જા મુરખના સરદાર. ૮ કોને બોલાવે કૈ કૈ કુમાર, જા જા નીકળ અહીંથી બ્હાર; ત્યારે અરજુન બોલ્યો રોઇ, પુત્ર મારો તું કે બીજો કોઇ. ૯ સાચે સાચી એ બોલને વાણ, છે ભાઈ ઇશ્વરની તને આણ; ત્યારે પોપટ બોલ્યો તે ઠામ, અલ્યા સાંભળ કહું તે

તમામ. ૧૦ તારા વીર્યથી ઉપજ્યું જે અંગ, હતો એની સાથે મારો સંગ; ત્યાં સુધી હતો અભેમાન, હવે નહિ અભેમાન નીદાન. ૧૧ તારૂં હતું જે ખોળીયું ખાસ, તે તો મુક્યું મેં તમારી પાસ; તેને બાળી કર્યું તમે ખાખ, તમે તમારાથી કરી રાખ. ૧૩ હવે બેટામાં શીદ બને ઘેલો, આત્મા તુજથી નથી ઉપજેલો; તારે ખોળીયા સાથે સગાઇ, આત્મા સાથે સગાઇ નહીં ભાઇ. ૧૪ તારાથી ઉપન્યુ તેહ તારૂં, મુકયાં ત્યાં મેં હવે નથી મારૂં; ટુટયુ સગપણ તે વીચાર હવે હું નહિ તારો નિરધાર. ૧૫ કોણ બેટા અને કોણ બાપ, બેટા કહેતાં હવે નહિ રે માપ; છતાં નર બોલ્યો બેટા કે આપ, પોપટ બોલ્યો કે હું તારો બાપ. ૧૬ બેટા કહી કહીને શું બોલાવે, બેટા તારો કે કોણ છે હાવે; તારે મારે હવે શી સગાઈ, શીદ માયામાં મરે કુટાઇ. ૧૭ કોનાં તાત અને કોનાં સુત, ભમે ભ્રમણામાં તે બધાં ભુત; કોનાં માતને કોનાં રે તાત, કોનાં ભગનીને કોના ભ્રાત. ૧૮ કોનાં મામા માસીને ભાણેજ, બધુ માયાનું મીથ્યા છે એજ; નથી કોઇ કોઇનું સગુ કોઈ, મુર્ખ માયામાં રહ્યો શું મોહી. ૧૯ જેવું આવ્યું તેવું સઉ જાય, જન્મે મરે તે મીથ્યા કેવાય; જુઠો એવો છે બધો સંસાર, એમાં સાચુ નથીજ લગાર. ૨૦ પણ મનુષ્ય બહુ અજ્ઞાન, મારૂં મારૂં કરે છે નાદાન; હજારો ફેરા તું મારો બાપ, હું તારો થયો અમાપ. ૨૧ પ્રાણ લક્ષ ચોરાશીમાં ફરતો, દેહ જુદા જુદા ધારણ કરતો; નથી ઠરીને રેતોરે ઠામ, એમ પ્રાણ ફરે છે તમામ. ૨૨ આદ્ય અનાદી એમ વીશાળ, એવી ચાલી રહી રેંટમાળ; મેં ને તેં બહુ દેહ ધરેલા, યોની અનંતમાં અવતરેલા. ૨૩ પશુ પક્ષીને કીટ પતંગ, ઝાડ પાડને ભુંડ ભુજંગ; દેવ દાનવ માનવ તમામ, એવી રીતે ફર્યો ઠામો ઠામ. ૨૪ થયો તન ઘણા ફેરા તું મારો મારા પછી વળી વારો તારો; એમાં કોઇ નથી તારૂ મારૂં દીવા પાછળ સદા છે અંધારૂં, ૨૫ કાદવ કાઢવાનો કોઠી ધોઈ, મુર્ખ માનવ રહ્યા છે મોહી; જક્ત રૂપી આતો જેલખાનુ ઘર રૂપી ઓરડીયો હું માનું ૨૬ બેડી રૂપી દેહો બધી ઘડીયો, તેમાં ચોર રૂપી જીવ જડીયો; જેમ અકેકી ઓરડી માંય, બબે ચાર ચાર કેદીરે ત્યાંય. ૨૭ કરે હળી મળી વાતને ચીત, ધરે એક એક પર બહુ પ્રીત; એક એકના દુખે દુભાય, અન્યો અન્ય કરે છે ઉપાય. ૨૮ સુખી દેખીને સુખીરે થાયે. દુઃખી દેખીને દુઃખી ગણાયે પણ મુદત પુરી જ્યાં થાશે, પ્રીતી તોડીને પંથે પળાશે. ૩૦ પછી છુટેલો કેદીરે જેહ, ખબર લેવા જવાનો નૈ તેહ; કરે જેલની કોઇ કદી વાત, તેને મારવા જાય તે લાત. ૩૧ ગયા કેડે ના સંભારે કોઇ, એવી જક્તની બાજી લ્યો જોઇ; એકેકા ઘરમાં બબે ચચાર, હળી મળી રહે નર નાર. ૩૨ દુઃખ દેખીને થાતાં રે દુઃખી સુખ દેખીને થાતાં રે સુખી; સેવા ચાકરી કરે તમામ, એક એકનું ઉઠાવી લે કામ. ૩૩ પણ મુદત

પુરી જ્યાં થાય તજી સગાંને થાય વીદાય; જાય જક્તથી જે જીવ બ્હાર, કોઇની સંભાળ ના લે લગાર. ૩૪ કહે હાવે શું છે તારે મારે, માટે રસ્તે જાને ભાઇ તું તારે; જરા સમજી લે શુભ જ્ઞાન, શીદ માયામાં મોહ્યો નાદાન. ૩૫ અર્જુન કહે અલ્યા મોટા મેં કીધો, તેનો આવો તેં બદલો દીધો; ઘણું ખવરાવ્યું પીવરાવ્યું, મારૂં એકેએ લેખે ન આવ્યું. ૩૬ કીધી ચાકરી તારી અપાર, તેનો બદલો વાળ્યો ન લગાર; બોલ્યો પોપટ પાછો તે વાર, અલ્યા તે કહું કરજે વીચાર. ૩૮ કરે સૌ સૌની મતલબે મોટા, નથી જાણતા પાછળ ટોટા; જણ્યાં તેને જીવાડે એ ધર્મ કરે સૌ સૌ સૌનાં કર્મ. ૩૮ એમાં બદલો વાળવો કેવો સૌને એવી રીતે જાણી લેવો. ૩૯ પશુ પક્ષી કયાં બદલો વાળે છે, એક એકને એતો પાળે છે; લાવી લાવીને ચંચુમાં ઘાલે, પાંખો આવે પછી મુકી ચાલે. એ બદલો વાળે છે કયારે, ધીક મનુષ્ય પછી એવું ધારે; એવો બોધ અભેમાને દીધો, બોલતો બંધ અરજુનને કીધો. પછી જ્ઞાન થયું એને સાચુ, માન્યુ માયાનું સુખડુ કાચુ; તવ મેલથી નીકળ્યો બ્હાર, ચટ ચાલ્યો એ પાંડુ કુમાર. ૪૨ ત્યારે પ્રભુએ તેને બોલાવ્યો, પણ અર્જુન પાસે ના આવ્યો; ત્યારે પ્રભુ આવ્યા તેની પાસ, ફેર બોલાવે છે અવીનાશ. ૪૩ અલ્યા બોલતું પોપટ ફરી, નથી બોલતો વાત આ કેવી; અર્જુન કે કોણ બનેવીને સાળો, જરા બોલતાં આપ સંભાળો. ૪૪ નથી કોઇ કોઇનું સગું વાલું, તાણ્યું માયાનું તરીલુ ઠાલું; સદ્‌મારગ સુઝ્યો ના સાચો, એવો ધીક હું બુદ્ધીનો કાચો. ૪૫ મારે નથી કો સગાં સંબંધી, મીથ્યા માયા સંસારની સંધી; એમ કહીને પાયે લાગ્યા, અવીનાશીએ તુરત ઝાલ્યા. ૪૬ બોલાવી બેસાડયા વીમાન માંય, કીધુ વીમાન ત્યાંથી વીદાય; રમ્યા સંકેલી સુંદર સ્યામ, થયો ચક્રાવો પુરો આ ઠામ. ૪૭ સુણી ચક્રાવો કરશે જે દાન ટળશે ગર્ભનો વાસ નીદાન; પુરૂ પ્રગટ થાશેરે જ્ઞાન મળશે ઉત્તમ મોક્ષનું સ્થાન. ૪૮ વીશ્રામ—મોક્ષ સ્થાન તેને મળે, પુરાય પુરણ કોડરે; બ્યાસ મગન વાણી વદે જય જય શ્રી રણછોડરે. ૧૫

## અભેમન્યુનો ચક્રાવો સમાપ્ત.